प्रेमभक्ति-ग्रन्थमाला

# ઇન્દુકુમાર

## અંક ૧ લો, લગ્ન

ન્હાનાલાલ દલપતરામ કવિ

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૬૭, | સોહાગણ | ૧૯૪૦ |
| ૬૮, | કુરુક્ષેત્ર, છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | ૧૯૪૦ |
| ૬૯, | કુરુક્ષેત્ર, નવમો કાંડ, સહોદરનાં બાણ | ૧૯૪૦ |
| ૭૦, | કુરુક્ષેત્ર, સમન્તપંચક અને મહાપ્રસ્થાન | ૧૯૪૦ |
| ૭૧, | કુરુક્ષેત્ર, અર્પણ અને પ્રસ્તાવના | ૧૯૪૦ |
| ૭૨, | કવીશ્વર દલપતરામ, ભાગ ૩ જો | ૧૯૪૧ |

## હવે પછી છપાશે

પાનેતર

દ્વારિકાપ્રલય

સાગરમન્થન

રાસ, ભાગ ૪ થો

ચન્દ્ર અને ચન્દ્રિકા

વિચારણા, ભાગ ૧ લો

વિચારણા, ભાગ ૨ જો

ધર્મમન્થન, ભાગ ૧ લો

ધર્મમન્થન, ભાગ ૨ જો

મહેરામણનાં મોતી, બીજી સેર

મહાકાવ્યઅભિનન્દનોત્સવ

ગીતમંજરી, ભાગ ૨ જો

કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો

નવાં ઉપનિષદો

શ્રી હર્ષ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૪૪, કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો | ૧૯૩૩ |
| ૪૫, ઓજ અને અગર | ૧૯૩૩ |
| ૪૬, જગત્કાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્ર | ૧૯૩૩ |
| ૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો | ૧૯૩૪ |
| ૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, પૂર્વાર્ધ | ૧૯૩૪ |
| ૪૯, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨ જો | ૧૯૩૫ |
| ૫૦, ગોપિકા | ૧૯૩૫ |
| ૫૧, કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો | ૧૯૩૫ |
| ૫૨, ગુરુદક્ષિણા | ૧૯૩૫ |
| ૫૩, પુણ્યકન્થા | ૧૯૩૭ |
| ૫૪, સ્નાતિકાપર્વની શિક્ષાવલ્લી | ૧૯૩૭ |
| ૫૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૩ જો | ૧૯૩૭ |
| ૫૬, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૧ લો | ૧૯૩૭ |
| ૫૭, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૨ જો | ૧૯૩૭ |
| ૫૮, સારથી | ૧૯૩૮ |
| ૫૯, લોલીંગરાજ | ૧૯૩૯ |
| ૬૦, મુંબઈમાંનો મહોત્સવ | ૧૯૩૯ |
| ૬૧, કુરુક્ષેત્ર, અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા | ૧૯૩૯ |
| ૬૨, મહેરામણનાં મોતી | ૧૯૩૯ |
| ૬૩, કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર | ૧૯૪૦ |
| ૬૪, કુરુક્ષેત્ર, સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | ૧૯૪૦ |
| ૬૫, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ | ૧૯૪૦ |
| ૬૬, કર્ણાવતી | ૧૯૪૦ |

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૨૧, ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, અર્ધશતાબ્દીના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ઈન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૭, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, જહાંગીર-નૂરજહાન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |
| ૩૬, સંબોધન | ૧૯૩૦ |
| ૩૭, દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦, ઉપનિષત્પંચક | ૧૯૩૧ |
| ૪૧, સંઘમિત્રા | ૧૯૩૧ |
| ૪૨, પ્રસ્તાવમાળા | ૧૯૩૨ |
| ૪૩, ઈન્દુકુમાર, અંક ૩ જો | ૧૯૩૨ |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

-●●-

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ (૪ થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઈન્દુકુમાર, અંક ૧ લો (૪ થી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭ મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, ભગવદ્ગીતા, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો | ૧૯૨૬ |
| ૨૦, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# ઇન્દુકુમાર

## અંક ૧ લો, લગ્ન

ન્હાનાલાલ દલપતરામ કવિ

[વિ. સં. ૧૯૯૭]          [ઇ. સ. ૧૯૪૧

કીંમત દોઢ રૂપીઓ

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ બ્રીજ, અમદાવાદ.



ચોથી આવૃત્તિ [illegible] પ્રત ૧૭૫૦

૧૯૨૭ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.


| | |
|---|---|
| પહેલી આવૃત્તિ ૧૯૦૯ | પ્રત ૧૫૦૦ |
| બીજી આવૃત્તિ ૧૯૨૨ | પ્રત ૧૨૫૦ |
| ત્રીજી આવૃત્તિ ૧૯૨૮ | પ્રત ૧૫૦૦ |
| ચોથી આવૃત્તિ ૧૯૪૧ | પ્રત ૧૭૫૦ |


આ ગ્રન્થ છપાયે ૩૨ વર્ષ થયાં; અને આ આવૃત્તિ સાથે ૭ હજાર પ્રતો થઈ. આજના ગુજરાતે આને ઓછો આદર દીધો નથી. કાગળના વધેલા ભાવને કારણે ચાર આના કીંમત વધારવી પડી છે. શબ્દોના નહિ; શબ્દસ્થાનના ફેરફારો થયા છે.

મુદ્રક : નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.
મુદ્રણસ્થાન : 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઈ

# પ્રસ્તાવના



ઇન્દુકુમાર પ્રસિદ્ધ કરવાનું વચન ઇ. સ. ૧૯૦૫ માં વસન્તોત્સવ છપાતી વેળાએ આપ્યું હતું. આટલે કાળે—ને તે પણ અધૂરું—એ વચન પાળી શકું છું. આખું યે નાટક સામટું બહાર પાડવા જતાં હજી વધારે વિલમ્બ થાત; માટે અંક—અંક છૂટા છપાવવાનો નિર્ણય કર્યો છે.

નાટકો યે જૂદી જૂદી જાતનાં છે, ને આ નાટકને પણ અનેક દૃષ્ટિબિન્દુથી જોઇ શકાય. એક દૃષ્ટિબિન્દુથી નિરખતાં આ ભાવ-પ્રધાન નાટક—Lyrical Drama છે. ભાવપ્રધાન કાવ્યો—Lyrics ટૂંકાં જ હોય એવું નથી. મેઘદૂત, ગીતગોવિન્દ, અને શ્રીમદ્ ભાગવત: એ આપણાં મનોગમ ને વિશાલ ભાવપ્રધાન કાવ્યો છે. ઇંગ્રેજોનું લાંબામાં લાંબુ ભાવપ્રધાન કાવ્ય કવિ શેલીનું સુવિખ્યાત નાટક પ્રોમીથિયસ અનબાઉન્ડ—Prometheus Unbound નામનું છે. યૂરોપનું સુવિખ્યાત ભાવપ્રધાન નાટક ગોઇથેનું ફાઉસ્ટ—Faust છે. ભરતનાટ્યશાસ્ત્રમાંના ભેદ વિચારતાં આ દૃશ્ય નહીં પણ શ્રાવ્ય નાટક છે. વળી યૂરોપીય રસશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકતાં આ કાવ્ય ગ્રીસની Classical કહેવાતી પદ્ધતિનું નથી, પણ Romantic પદ્ધતિનું છે. જગતના અસંખ્યપ્રવેશી મહાનાટકમાંના અન્તર્નાટક જેવું આ એક ઇન્દ્રજાળ તો વસ્તુત: છે જ. 'નાટક' શબ્દથી 'કાલિદાસ—શેક્સપિયર શૈલીનું દૃશ્ય નાટક' એવો અર્થ સામાન્યત: સ્હમજાય છે. આ નાટક ગોઇથેની ને શેલીની શૈલીને મળતું છે, શેક્સપિયરશૈલીનું નથી.

ઇ. સ. ૧૯૦૯ ન્હાનાલાલ દલપતરામ કવિ

# છન્દ અને કવિતા

**काव्यं रसात्मकं वाक्यम्**: રસ જેનો આત્મા છે એવું વાક્ય તે કાવ્ય. આપણા પ્રાચીન આલંકારિકોનું એ સૂત્ર કાવ્ય-કલાના ઉપાસકોમાં સામાન્ય રીતે માન્ય છે. તો પછી 'રસ', 'આત્મા' કે 'વાક્ય'નો અર્થ ગેયતા કે છન્દોબદ્ધતા સિદ્ધ થાય નહીં ત્હાં સુધી તે બન્નેમાંથી એક્કે કવિતાનું આવશ્યક અંગ ઠરે નહીં. અન્તર્વાસી રસનાં સંચલન કંઈ ગેય કે છન્દોબદ્ધ નથી, એટલે ગેયત્વ એ કવિતાનું લક્ષણ બની શકે નહીં; અને તે કારણથી જ છન્દ—એટલે અમુક પ્રકારની અક્ષરરચના, માત્રાગણના કે તાલનિય-મિતતાવાળી ગેય પરંપરા—કવિતાનો અસાજ્ય પોશાક કહી શકાય નહીં. જો કે ગેય તેમ જ છન્દોબદ્ધ મનમોહન કાવ્યો લખાયાં છે, લખાય છે, ને લખાશેઃ ત્હો પણ અમુક પ્રકારનાં વસ્ત્રાભૂષણોમાં માનવી મોહક લાગે તે ઉપરથી તે વસ્ત્રાભૂષણ મનુષ્યની વ્યાખ્યામાં લક્ષણ તરીકે મૂકાતાં નથીઃ તેજ પ્રમાણે છન્દઅલંકાર પણ કવિતાની વ્યાખ્યામાં મૂકવા સયુક્તિક નથી. અને છન્દશાસ્ત્રનો આપણો પુરાણ ઇતિહાસે એ વાતની સાક્ષી પૂરે છેઃ કારણ કે કોઈ પણ સુપ્રસિદ્ધ સંસ્કૃત આલંકારિકે કવિતાની વ્યાખ્યા બાંધતાં છન્દને લક્ષણ કહ્યું જાણમાં નથી. ભાવપ્રધાન કાવ્યોને માટે ચે રાગરાગણી જેવી કોઈ ગેયતા ન હોય તો ચાલે—એ ટેનિસન કવિનાં કેટલાંક ભાવપ્રધાન કાવ્યો બોલે છે. કારણ એમ લાગે છે કે કવિતા લખી લેતાં આત્મા ગાતો નથી, પણ ગુંજારવ કરે છે.

એ ખરું છે કે ઉછળતું ધસમસતું કે ધીરગમ્ભીર રસનું ઝરણું મનુષ્યહૃદયમાં ફૂટે છે ત્હારથી જ કંઈક અનેરા આન્દોલને ડોલતું તે વહે છે. ખરેખર કલાવિધાનના સમયે કલાવિધાયક એ ભરતીનાં મોજાંઓ ઉપર એક નાવડાની પેરે ડોલે છે. ભાવ, કલ્પના, વિચારના રસનાં મિશ્ર આન્દોલનનો એ ઝોક કવિતાની વાણીમાં અલબત હોવો જ જોઈએ. એ હોય તો જ અર્થના રૂપને અનુરૂપ

વાણી રહે. અસ્ફુટ કલ્પના સ્ફુટ થાય, વાણીથી પર ભાવ વાણીમાં ઉતરે, અને રસરૂપી આત્મા કવિતાદેહે અવતરે, ત્હેની સાથે જ, દેહની સુન્દરતાની પેઠે, વાણીનું ડોલન પણ જન્મે છે. તેથી કરીને રસાત્મામાં વસતું આન્દોલન કાવ્યની વાણીમાં અવશ્ય હોય છે જ, ને હોવું જોઇએ. રસના શ્વાસોચ્છ્વાસનો એ સહજન્ય ધડકારો છે; અને શ્વાસોચ્છ્વાસને ગુંગળાવી નાખ્યા વિના ત્હેને અળગો કરી શકાય જ નહીં. ત્હેનો વિચ્છેદ તે રસના પ્રાણનો જ વિચ્છેદ છે. આ રીતે વાણીનું ડોલન—Rhythm, દેહની સુન્દરતાની પેઠે, હૃદયના ધબકારાની પેઠે, કવિતાનું સહજન્ય છે. ગેયતા કે છન્દોબદ્ધતા એમ કવિતાના દેહ સાથે જન્મતી નથી. વાણીનું ડોલન કવિતાસુન્દરીની કુદરતી શરીરશોભા છે: છન્દઅલંકાર એ સુન્દરીને ધરાવેલાં વસ્ત્રાભૂષણો છે.

વાણીનું એ ડોલન સૌન્દર્યના અને કલાના મહાનિયમ પ્રમાણે રચાવું ઘટે છે, કારણ કે અર્થની આન્તર સુન્દરતાની વાણી તો બાહ્ય મૂર્તિ છે. સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ Symmetry—સમપ્રમાણતાનો છે, એક જ અવયવની પુનરુક્તિપરંપરાનો નથી. સુન્દર એક ફૂલ કે સુન્દર એક ચિત્ર અનેક અણુસરખી પાંદડીઓ કે રેખાઓનું બનેલું બહુધા હોય છે: એવી જ રીતે અનેક અણુસરખા ચરણરૂપ અવયવો ગૂંથાઇ એક સુંદર કાવ્ય પણ બને. આ કારણને લીધે સરખાં ચરણોની પરંપરા વાણીના ડોલનનું અપરિત્યાજ્ય સ્વરૂપ હોય એમ સાબીત થતું નથી. આરસની ચોરસ, ગોળ, કે ત્રિકોણ લાદીની હારો વડે કલાવિધાયક સુન્દર ફરસબન્દી બનાવે છે, પણ ત્હેમાં જ સકલ સુન્દરતાનો સમાવેશ થવાનો દાવો કોઇ કરતું નથી. આકાશપાટે પ્રકૃતિનો કલાનાયક વારંવાર જે નવરંગ અદ્ભુત ફરસબન્દી માંડે છે તે કંઇક ઓર અણુસરખાં રંગશકલોની હોય છે. તેમ જ કવિતામાં પણ વાણીની ગોળ કે ચોરસ તખ્તીઓની પરંપરા કે પુનરુક્તિમાં વાણીના સર્વ સૌન્દર્યડોલનનો સમાવેશ થઇ જતો નથી; અને કુદરતને વધારે મળતાં

અણુસરખા સૌન્દર્યડોલનવાળી વાણીને માટે સ્થાન રહે છે. સીધી ને સુક્લાવન્તી, નદીના સરખી જલભરપૂર, નહેરો યે રચાય છે; પણ પગલે પગલે વંકવોળામણી વહે તેથી જ નદીઓ નિર્જલ કે નિ:સૌન્દર્ય એમ કહેવું શું ન્યાય્ય છે? એટલે, વાણીનું ડોલન એક સરખું નિયમિત–Regular હોવું જોઇએ એમ પણ સિદ્ધ થતું નથી. કવિતાને આવશ્યક વાણીનું ડોલન અણુસરખું–Irregular હોય ત્હો પણ, જો રસને અનુરૂપ હોય તો, સૌન્દર્યના તેમ જ કલાના મહાનિયમાનુસાર જ તે છે.

ટૂંકામાં:— ગેયતા કવિતાને આવશ્યક નથી.
કવિતાની વાણીમાં ડોલન હોવુંજ જોઇએ.
વાણીનું એ ડોલન અણુસરખું પણ હોય.

રસની ફિલસુફીના એ ત્રણ સિદ્ધાન્તો પ્રમાણે કવિતાના દેહને જે આવશ્યક છે તે આ અને આ પદ્ધતિનાં બીજાં કાવ્યોમાં કેટલે અંશે છે એ તો રસવેત્તાઓની કસોટીએ એ કાવ્યો ચ્હડે, અને પછી તેઓ કાંચન કે કથીર જાહેર કરે તે ખરૂં. પણ આવાં કાવ્યોનાં ચરણચરણમાં કંઇ એકસરખું–Regular કે નિશ્ચિત માપ તો છે જ નહીં. પાણીના નાના–મ્હોટા પ્રત્યેક મોજાની થોડી ઘણી કલાઓ–Phases થાય છે, તેમ અન્તરના ઉર્મિની કલાઓ થાય છે; ન્હાના મ્હોટા કેટલાક પાસા મળી–બહારથી જોતાં–હીરાનું રૂપ રચાય છે, તેમ કેટલાક પદો–Phrases ગૂંથાઇ વાક્યો બને છે. એ આન્તર તરંગની સહચારી કલાઓનું શબ્દઅંગ, વાક્યનાં સંગાથે જતાં અર્થસંબદ્ધ પદ, એ હીરાનો એક એક પાસો, પ્રત્યેક ચરણમાં દાખવાય: એ આવી શૈલીના મ્હારાં કાવ્યોમાં ચરણમાપનો સિદ્ધાન્ત છે. બહારની દૃષ્ટિએ જોતાં તો આ સૌ અણુસરખાં પહેલ પાડેલાં વાક્યો છે. એ શરીરમાં આત્મા રૂપે રસ વહે છે કે નહીં એ પ્રશ્ન આ બધી ચર્ચાથી નિરાળો જ છે.

---

# ઇન્દુકુમાર

## અંક ૧ લો, લગ્ન



પામવા વાણી ને અર્થ, સજોડ વાણીઅર્થ શાં,
માબાપ જગનાં વન્દું પાર્વતીપરમેશ્વર.

કાલિદાસ-રઘુવંશ

**સ્થલ :** અમૃતપુર નામનું નગર

**કાલ :** એક વસન્ત

**પાત્રો :**

| | | |
|---|---|---|
| ઇન્દુકુમાર | : | અમૃતપુરનો એક કુમાર. |
| જયદેવ | : | અમૃતપુરના એક સાધુ. |
| બાળો બિન્દુ | : | દેવના આશ્રમનો બાળક. |
| ભલો | : | દેવના આશ્રમનો સેવક. |

અમૃતપુરના અન્ય ગૃહસ્થો અને કુમારો.

| | | |
|---|---|---|
| પાંખડી | : | ફૂલપરબની બાલા. |
| નેપાળી જોગણ | : | એક યાત્રાળુ જોગણ. |
| કાન્તિકુમારી | : | અમૃતપુરની એક કુમારિકા. |
| યશદેવી | : | અમૃતપુરની એક નવસૌભાગ્યવતી. |
| પ્રમદાસુન્દરી | : | કાન્તિકુમારીની ભાભી. |
| વસન્ત | : | કાન્તિકુમારીની સખી. |
| કાંચન | : | પ્રમદાસુન્દરીની સખી. |
| તારા | : | દેવના આશ્રમની બાળકી. |
| કુમારી | : | પ્રમદાસુન્દરીની ધાવણી બાળકી. |

અમૃતપુરની અન્ય સુન્દરીઓ અને કુમારિકાઓ.



## પ્રવેશ ૧ લો

### સ્થલકાલ : ઉદયશૃંગે ઉષા

*શિખર ઉપરની ઘટામાંથી અદશ્ય પાંખડીનુ ગીત ગાજે છે.*

એક—એક વીરો હતો, વીરો હતો :
ત્હેની બ્હેનીને પાટ જઇ બેઠો :
હો ! એક—એક વીરો હતો, વીરો હતો.

*ઈન્દુકુમાર આવે છે.*

ઈન્દુ : પ્રગટતાં પ્રભાતનાં નન્દનવન
ઉદયશૃંગે મનોહર મંડાશેઃ
જગત્‌ચિત્ર ત્ય્હાં અનેરાં ચમકશે.
એ શિખરની છાયામાં નાંગરીશ,
ને દેવરેખાઓ દોરી દોરી
આલેખીશ મ્હારે ફલક
દેવની દીકરી સમોવડ
મ્હારા વતનની ઉષાનો ઉદય.

*શિખરે મ્હડે છે. શીતલ સુગન્ધી પવન વાય છે.*

પરમ હિતના સન્દેશવાહી સુહૃદ શો,
સ્મરણશય્યામાંથી જાગતા આપ્તજન સમો,

અનિલ અલૌકિક આનન્દ જગાડે છે.
મ્હને પાંખો ફૂટતી લાગે છે,
જાણે આકાશમાં તરવા ઊડું !

ઉપરની ઘટામાંથી ગીતનો ધ્વનિ

એક—એક સ્વામી હતો, સ્વામી હતો;
ત્હેની વ્હાલીને વાટ જઇ બેઠો:
હો ! એક—એક સ્વામી હતો, સ્વામી હતો.

ઇન્દુ : મ્હારૂં વતન ! હા ! મ્હારૂં વતન !
મ્હારી માતાની ભસ્મઅંકિત ભૂમિ !
મ્હારા પિતાના જીવનસાફલ્યનો દેશ !
અમ્મર રહો ને પુણ્યવન્તું મ્હારૂં વતન.

ક્ષિતિજની પાર સાગર ગરજે છે.

વજ્રછાંટો ઉપર સાગર ઘોરે છે.
એ મહાજલધિના જલતરંગ,
પુરાણી છતાં નવઉત્સાહિની એ છોળ
આજ એશિયાના કિનારા ધોઇ
કાલે ભીંજવશે યૂરોપઆફ્રિકાનાં પદશીર્ષ,
ને પરમ દિનની પાંપણ ઉઘડતાં
રમશે અમેરિકાને આંગણે :
અને જગત ઘેરી ઘૂમશે
એમ એ ભરતીની પરંપરા :
અરુણોદયની કુંકુમલહરની પેઠે

પૂર્વના આરેથી પશ્ચિમમાં
ને પશ્ચિમની પાળેથી પૂર્વાકાશમાં.
જગદ્યાત્રાના મ્હારે ય છે અભિલાષ.
દેશદેશના જીવનવિધિ જોવા,
ખંડખંડના સંસારશાસ્ત્ર શીખવાં,
આકાશવિશાલ, પ્રકાશોજ્જ્વલ,
પુણ્યપ્રભાવી, સ્વર્ગસુન્દર,
મંગલતા સમ મધુરાં
કંઈ કાલસિદ્ધ જીવનવિધાન
મ્હારા દેશમાં લાવી સ્થાપવાં:
અમારી વિશ્વપુરાણુ સંસારનગરીમાંનાં
પવિત્રતાનાં મન્દિર જીર્ણોદ્ધારવાં:
એવું છે જીવનનું મ્હારૂં નિશાન.

ઉપર એક આંબા નીચે ફુલક માંડે છે.
ઘટામાંથી પાંખડીનું ગીત.

એક—એક જોગી હતો, જોગી હતો;
ત્હેની જોગણુને ઘાટ જઈ બેઠો:
હો ! એક—એક જોગી હતો, જોગી હતો.

પ્રભાતની પ્રભા પ્રગટે છે આકાશે.

ઇન્દુ : આકાશમાં અજવાળાં ઉભરાય છે.
—સિડોનિયા ! હા ! સિડોનિયા !
હમણાં યૂરોપના કો યુવાનને
સ્વતન્ત્ર ને સાત્ત્વિક કરતો,

તો પળ પછી, આ પ્રભાના પૂર શો,
સહરાની સળગતી રણુરેતીમાં
હુબસીઓમાં હુલ્લાસ ન્હેવડાવતો:
ને દિન તો આથમે નહિ ત્ય્હાં
રાજરાજેન્દ્રનાં વિભૂતિવિલોલ રાજભુવનોમાં
રાજનીતિની પ્રેરણા શો પ્રગટતો.
હા ! એકાકી વ્રતની અદ્‌ભુતતા !
પરમહંસ શીલમૂર્તિ શુકદેવજી !
કૌમારવ્રતિ દેવર્ષિ નારદ !
સાધુતાના એ માનવસુધાકરો !
સંન્યાસનું એ જ રહસ્ય:
સંસારના સીમાબન્ધનની સ્વતન્ત્રતા.
એ બ્રહ્મચારિણી ભગવતી સંન્યાસિનીઓ !
એ હંસવાહિની કુમારી શારદા !
એ માનસધાત્રીઓ મનુષ્યની !
ત્હમારી વીજલડીનાં નર્તન,
ઉઘાડેલી આંખલડીનાં કિરણ શાં,
નિમિષ ઝબકે નહિ ત્ય્હાં તો
બ્રહ્માંડ સારૂં અજવાળી ઓપે.
ભવિષ્યનાં ભાગ્ય વાંચી વાંચી
એકાકી વ્રત સ્મૃતિકારોએ સ્થાપ્યાં તે
માનવીના હૃદુદ્યાનમાંથી કાંટા નીંદવા,
ફુલાશ્રમો ધોવા, રંગોળી પૂરવા,
સંસાર સોહવવા, પ્રભુતા પમરવા.

મ્હારે વતન મ્હારૂં મ્હેલું ઉડણુ :
એ વડલે મ્હારો મ્હેલો વિશ્રામ.
થાક ઉતારી, અખૂટ ભાતું ભરી
પૃથ્વીપરિક્રમણા આદરીશ.

પૂર્વમાં પ્રકાશના સ્તંભ રોપાય છે.

ઉષા આજ અદ્દભુત ઉઘડશે.
કામ બાળી સ્નેહ કીધો
એ ત્રીજા લોચનનાં જાણે કિરણો સ્ફુરે!
ગેબી ગુંબજે ગહનતા આવરી લીધી,
સમૃદ્ધિનો રત્નાકર સાગર ઉલટાવ્યો.
કો દેવદેવીના લગ્નનો
જાણે મહાભાગ લગ્નમંડપ!

ઇન્દુકુમાર ઉષા આલેખવા માંડે છે. કરવેલેથી લટકતાં ફૂલપાત્ર લઇ કાન્તિકુમારી ને પ્રમદાસુન્દરી આવે છે.

**પ્રમદા** : આ અમારૂં ઉદયશૃંગ, બ્હેન!
ને પેલી દ્યૌદુહિતા ઉષા.
કેવાંક કહીએ કાંચનનાં વન!

**કાન્તિ** : સુભાગીનાં જાણે ઉઘડેલાં ભાગ્ય!

**પ્રમદા** : શિખરનો જાણે જ્વાલામુખી જાગ્યો!
પેલો અમ સ્નેહોદયનો મંડપ,
ને પેલી અમારી અમરવેલીઃ
એ વેલની ડાળીનો મ્હારે મહિમા.

પુષ્પશર એ મ્હારે ધનુષ્યે માંડીશ,
ને જીતીશ સ્નેહનાં સમર આજ.
ત્હમે આ રસ્તે ભૂલાં પડયાં છો?
અંહી આંજ્યું હતું પ્રેમનું અંજન
ત્હમારા ભાઈએ દિલનાં દાન લઈદઈ.
ત્હમને પણ અભિલાષ જાગશે,
જ્વાલામુખીની જ્વાલા પ્રગટશે.

ક્રાન્તિ : અખંડ જ્યોતિ શાં આશઅભિલાષ
જન્મથી જાગેલાં જ છે સ્તો.
પણ ભાભી! આ તો અમાસનું સ્હવાર:
ચન્દ્રીને હૃદયપાંખમાં સન્તાડી
સવિતા દેવ ચ્હડશે આજ આકાશે.

નણંદભાભી ફૂલ વીણે છે. જાણે ઉષામાંથી જ આવતી હોય તેમ ઉપરથી ગાતી ગાતી પાંખડી ઉતરે છે.

પાંખડી : સન્ધ્યાના આભ કેરે કાંઠડે ઉઘાડી મીટ:
આશાની એક અલબેલડે ઉઘાડી મીટ.

યુવતિઓ ફૂલ વીણતાં થંભે છે ને કાન માંડે છે.

જો! જો! પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ:
સૂર્યે ઉષાની વેલડી નીચે ઉઘાડી મીટ.

કિરણો હતાં તે કુસુમ ખીલિયાં ઉઘાડી મીટ:
હઈડે એ હાસ્ય કોણે ઝીલિયાં ઉઘાડી મીટ?

ક્રાન્તિ : આકાશની મીટ ઉઘડશે

ને સૂર્યરાજ પધારશે, પાંખડી !
અડધું કેમ ગાયું, વીરી !
યશ બ્હેનનું એ સંજીવનગીત ?

પાંખડી : યશ બ્હેન કહે છે કે
નિદ્રા એટલે અર્ધ મૃત્યુ ને અર્ધ સમાધિ :
ને પ્રભાતે પ્રભાતે પાછાં સંજીવન.
પૂરૂં હમણાં ગાઈશ સૂરજ ઉગ્યે.
વર્ષે વર્ષે યે પધારે છે
નવચેતનવન્તી વસન્ત જગમાં.

સાથે સાથે ફૂલ વીણે છે.

પ્રમદા : પાસે આવી કાન્તિકુમારીને ખભે હાથ મૂકી
સ્નેહમાં યે સંજીવન છે, બ્હેન !
આયુષ્યનાં અમૃત સરીખડું.
લગ્ન લેશો કે કૌમારવ્રત ?

કાન્તિ : અમસ્તાં આળ મા ચ્હડાવ, ભાભી !
કુમારાંને તો કરમાવાનું;
પછી હોય શું પુરુષ
કે શું સુન્દરીની વેલ.
લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગપન્થનું પગથિયું છે,
માનવબાલનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.

યશ વસન્તપૂજન શીખવશે
વસન્તપંચમીની પ્રભાતે.
પછી જોજે, ભાભી !
પ્રભુના અવતારીને ન પરણું તો.

**પ્રમદા** : યૌવન માગે છે, ને કુલજન આપે છે:
તો એ વર કાં નથી વરવો ?
ધન, રૂપ, ગુણ ને વિદ્યા,
શરીરસંપત્તિ–

**કાન્તા** : આત્મા ઓળખે તે વર,
ને ના ઓળખે તે પર;
લોકવેણ તો એવાં છે, ભાભી !
ને બ્રહ્માના લેખ કંઇ ભૂંસ્યા ભૂંસાશે ?
સુવર્ણ ઉપર સર્પે ય વસે,
ને રૂપ ઉપર રાક્ષસો યે મ્હોય:
ગુણ તો તું જાણતી હોય તે,
ને વિદ્યા તો વંઠે પણ ખરી.

**ઇન્દુ** : ઉપર આલેખતાં આલેખતાં અટકી
વળી આ રંગ ઢળ્યો–રેલાયો :
ઉષાની આંખમાંથી જાણે આંસુ.
નવપયગમ્બરી વાણી ભાખે છે તું, બાલા !

**પ્રમદા** : ત્હમે શું માગો છો ત્હારે ?

**ક્રાન્તિ** : માગું? આપીશ? ભાભી!
અન્તર ઉઘાડવાનાં ઠામ પણ
દુનિયામાં દોહ્યલાં છે હવે.
પતિ, પ્રમદા! પતિ:
નહિ અધૂરો, નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર, જીવનનિયન્તાઃ
જેના આદેશ ગમ ઉંચું જોઇ
નેત્ર ઢાળી પ્રણિપતો કરૂં:
સંસારસાગરમાં મ્હારી નૌકા
જેના કરકૌશલ્યમાં ધીરૂં
એવો રસવીર નાવિક:
મ્હારો આત્મજેતા યશસ્વી સ્વામિન્:
મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથ:
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ:
અહોરાત્ર નમન નમવા,
પ્રેમથાળ ભરી ભરી પૂજવા
મ્હારે ગૃહદેવ જોઇએ છીએ.
લાવ, સખીરી! બતાવ
એવો સ્નેહસુન્દર સાજન.

**પાંખડી** : આશાની એક અલબેલડે ઉઘાડી મીટ,
જો! જો! પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ—

ફૂલ વીણતી જતી ગાય છે.

**પ્રમદા** : બ્હેન! રસરાજ્યની તો આપણે રાણીઓ.
પાઇએ એટલું પુરુષો તો પીએ:

વાદળી વરસે એટલું જગત પામે.
અમૃતનાં સરોવર સમોવડાં
ઊંડા ત્હમારાં જલઘેરાં નયન,
સોનારૂપાના થાળ શું વદન,
કીર્તિની કારમી કોર જેવી,
કિરણની વેરાતી કળીઓ સમી,
નાચતી ને જગનચવતી અલક લટો.–

**ક્રાન્તિ** : મંજરી ઉન્નત ને રસભરી, ભાભી!
પણ ત્હેમાં પરભૃત આવે,
ગીત તો ત્યારે જ ગાજે, હો!
પલ્લવપાંદડીમાં કોકિલ બેસે,
પાંદડી નમે, કોકિલે નમે,
ને મંજરીનો થાય મુગટ.–
પાંખડી! કુમારીનો જન્મદિવસ છે.
ને પ્રમદા ભાભી પૂજન કરશે.
એવી શીર્ષમાલા ગૂંથી લાવજે, બ્હેનાં!
કે નિરખતાં નયન નાચે.
સારામાં સારૂં ફૂલ ક્ય્હાં જડશે?
લાધે તો કલગી કરી
સન્તોખું ભાઇ ને ભાભીને.

**પાંખડીઃ** વ્હડો બ્હેન! શિખરને માર્ગે.

**પ્રમદાઃ** સસ્મિત
ત્ય્હાં તો પુરુષનાં છે પગલાં.
જાદુની ભૂરકી નાંખશે–

કાન્તિ : સૌ પુરુષો કંઈ કામણગારા નથી, પ્રમદા !
સાધુ સન્તો યે શીલવન્તા હોય કે;
ને અનેક વનની અનેક કુંજો :
કોણ જાણે કઈ કુંજે
હું જઈ ઉતરીશ, ભાભી !

પ્રમદા : હું ય અમરવેલની ડાંખળી લાવું.

હસતાં હસતાં

પુરુષ પેખો તો પાછાં વળજો;
નહિ તો બેસતી વસન્તનાં બાણ–

નયન નચાવી અબોલ ઉત્તર આપતી કાન્તિકુમારી અને પાંખડી શિખરનો માર્ગ લે છે. પ્રમદાસુન્દરી અમરવેલને માંડવે જાય છે.

ઇન્દુ : હૃદય ! હૃદય ! કેમ કમ્પે છે ?
મ્હારો કકૂની કાજેનો ગેરૂ
સોનાને ચ્હડશે કે શું ?
પ્રફુલ્લ પાંખડીએ પૂર્ણિમા પ્રકાશે
ને સાગરનાં જલ ડોલે,
એમ મ્હારા ઉરસાગર સળકે છે.–
હા ! શું એ મીઠડા બોલ !
જાણે પરમાત્માનાં અમૃત વરસે !
વનની લીલમલીલી અટારીએથી
જાણે ફિરિશ્તાની દેવવાણી !
મધુમુખી કોયલનાં દર્શન દુર્લભ છે,
તો સુધામુખી સુન્દરીનાં સુલભ ક્યહાંથી હોય ?

હૈયે હાથ મૂકીને

અન્તરનાં તોફાન ! શાન્ત થાવ :
લીધેલા વ્રતને મા લજાવશો.
સ્નેહસ્વર્ગને તીર તપ તપવાનાં છે હજી.

કાન્તિકુમારી પાછળ ધીરે ધીરે સૂર્યોદય.

આ જ એ અમૃતની દેવી ને ?
અહો ! સૂર્યોદય કે સૌન્દર્યોદય ?
કે મ્હારો આ ભાગ્યોદય ?
વસન્તલક્ષ્મી દીનને વધામણે આવી ?
શી કૌમારની લજ્જા છે પોપચે !
મધુર મુખડેથી જ માધુર્યનાં પ્રગટે ઝરણાં.
જાણે આંખડીમાં ઉભું
મ્હારા હૃદયમાંનું રસચિત્ર.
મહાપ્રભાવન્તુ વસન્તવિલોલ વદન :
કોટી કિરણો સમી ઉડતી કેશાવલિ :
પ્રકાશના વાદળ સમો
પાછળ ઉડતો વિસ્તૃત પાલવ :
હૃદયબ્રહ્માંડનો માર્તંડરાજ !
સંસારવનનો વીર કેસરી !
સુન્દરીસમાજનો મહામૂલો મુગટ !
નયન ! હા ! નયન ! જાણે સોમ ને શુક્ર
સંગાથે આકાશ ઓળંગતા આવે.
માનવલોકના સૌભાગ્યની ઘડી જાગી.
વિધાત્રીનો કુંકુમથાળ–

કાન્તિ : પાંખડી ! જ્વાલામુખી ત્હેં જોયો છે ?

**પાંખડી :** કંઈ યુગયુગની વાતથી ને
જ્વાલામુખીના મુખમાં પગ માંડું
ત્હો ય મ્હને દઝાડતો નથી.
ને બ્હેન ! હવે તો ને તો
નથી જ્વાલા કે નથી મુખ:
પંથી ગયા ને પગલાં રહ્યાં.
ત્હો યે યશદેવી કહે છે એવું કે
હોલવાયેલા હુતાશે જાગે
એક કિરણને સંકોરવે.

**કાન્તિ :** જ્વાલામુખી કિયા શિખરમાં–

**પાંખડી :** જૂઓ, પેલો આંબાની પાછળ–

**કાન્તિ :** અધર નીચે તર્જની રાખી નિરીક્ષણ કરતી
હું ! ના—આ. જ્વાલામુખી !
એ—એ તો છે યૌવનનાં નયન !

કાન્તકુમારી પાછળ પૂર્ણ સૂર્યોદય.

**ઇન્દુ :** હસ્તાંજલિ કરી રહી

ॐ तत्सवितु—र्वरेण्यं
भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात्.

**પાંખડી :** પાછળ ફરી સૂર્ય અને જગત ભણી જોતી જોતી
જો ! જો ! આનન્દની અધૂકડી ઉઘાડી મીટ:
સંસાર જાગે શતપાંખડી ઉઘાડી મીટ.

ઘડીભરના દૃષ્ટિયોગનાં યોગી કાન્તિઈન્દુ પળ પછી નયન નમાવી વાળી લે છે.

કાન્તિ : તળેટીમાંની દુનિયાંને નિહાળતી
પાંખડી! મન્દિરને ન અભડાવાય.—

સ્વગત

મ્હને કોણ બોલાવે છે ?
કોઈ બોલાવે છે મ્હને :
મ્હારૂં નામ લઈ બોલાવે છે;
ફૂલના પરિમલ જેવે શબ્દે બોલાવે છે.

પાંખડી : શેનું મન્દિર ? કાન્તિ બ્હેન!

કાન્તિ : જો! મ્હોરેલા સહકારનું મન્દિર,
ને મંજરીઓનું ઝૂલતું રાજછત્ર:
મંહી દેવકુમાર વિરાજે છે.
મનુષ્યના પુત્રને વદન ન હોય
આ પવિત્રતા કે પરાક્રમ.

સ્વગત

અન્તરમાંથી કોઇ બોલાવે છે મ્હને :
'કાન્તિ' 'કાન્તિ' કહી બોલાવે છે :
મ્હારાં સ્મરણ શું બોલાવતાં હશે ?

પાંખડીને

પાછાં વળીએ, ઉતરીએ.
શિખરના માર્ગ બ્હેન! સિંહના :
મૃગલાં તો મેદાનોમાં રમે.

ને એ જ્વાલામાં તો
અમર આત્મા યે દહાય.

સ્વગત

આ શેની ધારા ?
મ્હારા હૈયાની ધારા ઢળે છે ?
કે પેલા કસ્તૂરી મૃગની કસ્તૂરી ?

હૈયામાં ને ચોપાસ જૂએ છે; વળી સહકાર ભણી નિહાળે છે.

એ તો નીતરે છે આંબાનો મ્હોર.

**પાંખડી :** હું તો રોજ શિખરો કૂદું છું.
એ આંબાની મંજરી–

ધીરે પગલે ઉતરે છે. ઉતરતાં ઉતરતાં

**કાન્તિ :** ત્હારી તો પાંખ જ અનેરી :
નહીં આવતા હોય ત્હારે તો
આભના યે અન્તરાય.

સાળમાં કંઈક શોધતી શોધતી વિચારશીલ સ્વગત

હું શું ભૂલી આવી ત્હાં ?

**પાંખડી :** સૂર્ય ને જગત ભણી જોતી જોતી
સંજીવન ભરી પિચકારીઓ ઉધાડી મીટ :
ફૂલડાંની ક્યારી કેરી ઝારીઓ, ઉધાડી મીટ :
જગમાં વસન્ત રમણે ચ્હડી ઉધાડી મીટ :
કહેશો ? એ કોને કોને ઉર અડી ઉધાડી મીટ ?

નીચે પ્રમદાસુન્દરી હોય છે ત્હાં ઉતરે છે.

**પ્રમદા :** વળી કેમ આવ્યાં ? કાન્તિ બ્હેન !
છાબ જોઉં તો અધૂરી–ખાલી છે.

શા વડે વધાવશો ભાંડુને ત્ય્હારે ?
કે કોઈ પુરુષનાં થયાં દર્શન ?
હું તો હસતી હતી અમસ્તી.

કાન્તિ : એ તો હસવું જ હતું સ્તો.
પણ મનુષ્ય જ નહીં આ તો.
દેવપુત્ર કોક હતા આભને આરે.
આંબાએ છત્ર ધારેલું માથે, ને
આસપાસ અજવાળાં જ અદ્ભુત !
ગાયત્રી સુણાવી ગુરુ થયા;
પુણ્યશબ્દે મ્હને પાવન કીધી.
મ્હારાં સ્મરણનાં સૌંદર્ય
જાણે સન્મુખ આવી ઉભાં.
ન ગઇ ત્ય્હાં એમને અભડાવવા.
મૂર્તિ માત્ર નયનમાં માંડી,
નયનાંજલિએ નમનના અર્ધ્ય અર્પો
વળી આવી, ભાભી !
આત્માનો એક થાળ પૂરી પાઠવ્યો
એમને આતિથ્યના આદર આપવાને.

પ્રમદા : જય્હાં જઈએ ત્ય્હાં માનવી.
દુનિયાંમાં ઘડીનું ય છે કય્હાંઇ એકાન્ત !

કાન્તિ : છૂપાવવાનુ ઓછું રાખજોઃ
કય્હાં પાપ હતું કે ઢાંકીએ ?
ને પાપે કય્હાં ઢાંકયાં ઢંકાય છે તે ?

—અને એમને તો વીસરી યે ગઇ.
હતા એ તો જોગીના જેવા.

પ્રમદા : હવે ઉદય તો થઇ ગયો,
ને ઉષ્મા આવશે. ચાલો.

પાંખડી : બ્હેન ! જોગણુ જોઈ છે ?
ત્હમારે અંગ અંગ પણુ અત્ય્હારે
ઝળકે છે સૂરજની જોગિયાની જ્યોતિ :
જાણે કફની ઓઢી હોય ને.

કાન્તિ : પ્રમદા ! ભયંકર ખંડેરમાંની
નેપાળી જોગણુનાં દર્શન કીધાં ?
યશ ક્‌હેતી હતી કે
એ તો જગતનાં મા છે જાણે :
એવાં વિશાલ ઉરનાં ને સર્વસહાયકારી.

પાંખડી : બ્હેન ! જાણે ભગવાના ભડકા :
બ્હીઉં છું ત્હોયે જોવાં ગમે છે :
જાણે મ્હારી માની ચિતા.

પ્રમદા : ના, દર્શને જાવ ત્ય્હારે બોલાવજો.

નણંદભાભી જાય છે. ઇન્દુકુમાર ફૂલક સંકેલે છે.

પાંખડી : ફૂલ વીણુતી વીણુતી જતી
જગમાં વસન્ત રમણે ચ્હડી, ઉઘાડી મીટ :
કહેશો ? એ કોને કોને ઉર અડી ઉઘાડી મીટ ?

ઇન્દુ : ફૂલક સંકેલતાં સંકેલતાં

ફૂલ વાગતાં હશે ?
કિરણુ કાપતાં હશે ?
રોમ રોમમાંથી હૃદય દ્રવે છે.

ઊંડા અંતરમાંથી એક નિઃશ્વાસ ઉઠે છે. સ્થિર થયે

ॐ शान्तिः, शान्तिः, शान्तिः.
અન્તર્યામી આત્મા ! સ્વસ્થ થાવ.
ન્હાનકડા ઉરમાં તોફાન ઘૂમે છે,
અઘોર વાયુ આવી આવી
નિગ્રહના ચીરી નાંખે છે શઢને.
શિષ્ય થાઉં ? પદધૂલિ શીર્ષે ચ્હડાવું ?
વિશ્વલોપી વાસનાના અંકુર ફૂટે છે.
મ્હારી કાજળકાળી મધ્યરાત્રિમાં
સહસ્ર સૂર્ય જાણે સાથે ઉગ્યા.–
વેરૂં તારાઓ વીણી પૃથ્વીમાં ?
કે ઢોળું ધરણીની ઉપર સ્વર્ગંગા ?
આકાશમંડલ આંગણે પાથરૂં ?
કે સાગર ઉલટાવી સંસાર ધોઉં ?
રોમ રોમમાં વીજળી વહે છે.
હા ! સંસાર ને સંસારીની
શી શી સજું સેવાઓ ?
ચન્દ્ર માનવીના મુગટમાં રોપું ?
ધૂમકેતુની પાંખો કાપી કાપી

જનકુલના કરૂં ઝબ્બા ?
ભેખ ઓઢું ? અગ્નિ ઘોળી પીઉં ?
આભ ફોડી સ્વર્ગ ઉઘાડું ?
વિશ્વોદ્ધારની કો અસ્ફુટ વાંછા—
જાણે આજે મ્હેં
સ્વર્ગની અટારીઓમાં જોયું !
જાણે આજે મ્હેં
જીવનનો ઉદ્દેશ નિરખ્યો !
અહા ! એ આંખડીઓનું ઓજસ્ !
સૂતા સરોવર શું શાન્તશુદ્ધ,
ને લજામણી જેવું લાજાળ.
સહજ દૃષ્ટિસ્પર્શે પણ મીંચાય
ને ઢળે નમણું ગાલ ઉપર :
ગહન, પુણ્યનિર્મળ, યોગઘેરૂં.
કેસરને મુખડે ચન્દનના બે ચન્દ્રક :
ઉષાની ભમ્મરકલ્લી વિશે
તારકમણિની જોડલી—

નયનને રટે છે.

---

# પ્રવેશનો સાર

## પોષ માસની અમાસ : ઉદયશૃંગે ઉષા

ઘણે વર્ષે વતન આવેલો ઇન્દુકુમાર ઉષા આલેખવા ઉદયશૃંગે ચ્હડે છે. સાગરની ગર્જના સુણી જગતયાત્રાનો અને એકાકી વ્રતનો ત્હેનો અભિલાષ દૃઢ થાય છે.

કુમારીનો જન્મદિવસ હોવાથી પૂજનને કાજે સ્નેહોહ્રયના મંડપેથી અમરવેલની ડાંખળી ચૂંટવા કાન્તિકુમારીને સાથે લઇ પ્રમદાસુન્દરી ઉદયશૃંગે આવે છે. ગીત ગાતી પાંખડી ત્યહાં ફૂલ વીણતી ઉતરે છે. કુલજન આપે છે તે વર કેમ નથી વરવો, ભાભી નણંદને એ પ્રશ્ન પૂછે છે. તે મ્હારો સ્વામિન્ નથી એવો કાન્તિકુમારી ઉત્તર દે છે, અને સ્વામી શોધી આપવા વિનવે છે. પ્રમદાસુન્દરી અમરવેલીની ડાંખળી લેવા જાય છે.

સારામાં સારું ફૂલ લેવા પાંખડી અને ત્હેની દોરી કાન્તિ શિખરને માર્ગે ચ્હડે છે. અન્તરિયાળ કાન્તિઇન્દુની નેત્રલગની. દેવમન્દિર ન અભડાવવાં કહી અધવચ્ચથી કાન્તિપાંખડી પાછાં વળે છે.

ખંડેરવાસી જોગણની વાતો કરતાં નણંદભાભી અમૃતપુર જાય છે.

ફલક સંકેલતો ઇન્દુકુમાર જોયેલું સૌન્દર્યદર્શન સ્મરે છે.



## ટીકા

ઉદયશૃંગ : અમૃતપુરની પર્વતમાળામાંનું એક શિખર.

વજ્રછાટા : મીઠી વીરડીવાળા સાગરતટના ખડકા.

ફલક=ચિત્રપાટી.

સિડોનિયા : અર્લ ઑફ એકન્સફિલ્ડની કોનિંગ્સબી નામની નવલકથામાંનું એક ભેદમયી અદ્ભુત પાત્ર.

માનવસુધાકરો=મનુષ્યકોટીના અમીભર્યા ચન્દ્ર.

માનસધાત્રીઓ=દેહની નહીં, પણ અન્તરની ધાત્રીઓ, ધવડાવનારીઓ, માતાઓ.

રત્નાકર સાગર=રત્નની ખાણ જેવો સાગર.

જ્વાલામુખી : પુરાણા પુરાણા કાલમાં, પાંખડી કહે છે તેમ યુગયુગની વાત ઉપર, ઉદયશૃંગે જ્વાલામુખી હતો, આજ તો ઉદયશૃંગે આંબા, ઝાંખરાં, ફૂલ ને ઘાસ ઉગતાં.

કિરણો હતાં તે કુસુમ ખીલિયાં ઉઘાડી મીટ=કિરણ હતાં તે મીટ ઉઘાડી કુસુમ જેવાં ખીલ્યાં.

સંજીવન ગીત : પ્હેલા અર્ધ ગીતમાં દિવસદિવસનાં પ્રભાતનાં સંજીવનનાં અને બીજા અર્ધમાં વર્ષવર્ષનાં વસન્તવેળાનાં સંજીવનની વાત છે.

ધારેલું વ્રત=જૂઓ અં. ૧, પ્ર. ૨ જો.

કાન્તિ કુમારીના સૌન્દર્યનાં પ્રોજ્જવલતા અને ભવ્યતાના ભાનમાં લીન થયે જ ઇન્દુકુમાર પુરુષવાચક સમ્બોધનો બોલે છે.

પન્થી ગયા ને પગલાં રહ્યાં=સાપ ગયા ને લિસોટા રહ્યા.

ગાયત્રી મન્ત્રનો અર્થ=સૂર્ય દેવના તે વરેણ્ય ભર્ગનું ધ્યાન ધરીએ છીએ; જે અમારી બુદ્ધિને પ્રેરણા પાવ.

જોગિયાની જ્યોતિ=ભગવા રંગનું તેજ.

જોગિયો=જોગી લોકોનો ભગવો રંગ.

ભયંકર ખંડેર=અમૃતપુરની મધ્યમાં આવેલા એક હવેલીના ખંડેર.

કંઇક કાલનો નિગ્રહનો બન્ધ તોડી વહતાં ઇન્દુકુમારનાં ભાવ-પૂર, ઉન્મત્ત ને ભરવેગ, ઘૂમતાં ને ગર્જતાં, ઢળે છે. સ્નેહની પૂજ્ય ભાવનાની હૃદયકલાનાં દર્શને જાગતી ઉર્મિ, ઉદ્વેગના આવર્ત ને વમળ વારી નિરખતાં, વસ્તુત: મહાકર્ત્તવ્યની અર્ધસ્ફુટ—અસ્ફુટ પ્રેરણા છે, એ અન્તર્ગત સિદ્ધાન્તનું અહીં સૂચન છે.

પ્રવેશનાં છેલ્લાં ત્રણ ચરણ કાન્તિ કુમારીનાં નયન વર્ણવે છે.

---

# પ્રવેશ ૨ જો



## સ્થલકાલ : આનન્દસરોવરની કુંજોમાં સન્ધ્યા



અદૃશ્ય ઉપર કુંજમાં અમૃતપુરની યુવતિઓ રાસ રમે છે.
સરોવરને તીર માત્ર ત્હેમનું ગાન સંભળાય છે.

**એક યુવતિ:** ફૂલડાં મા મારો હો! સહ્યાં નવ જાય, સખે!

**ઝીલનારીઓ:** ફૂલડાં મા મારો હો! સહ્યાં નવ જાય, સખે!

**એક યુવતિ:** ત્હેની તીક્ષણુ ધારો હો! કાળજડાં કપાય, સખે!

ગીત ધીમું પડતું જાય છે. દૂરથી જોગણુ આવે છે.

**ઝીલનારીઓ:** ત્હેની તીક્ષણુ ધારો હો! કાળજડાં કપાય, સખે!

**જોગણુ :** નગરમાં મન્દિર સ્થાપ્યાં હોય
તો હૃદયે હૃદયે સ્થપાય.
પ્રભુને પધારવે પુણ્યની પાળ બંધાય.
રમણીઓનો રાસ મંડાતો નિરખ્યો :
કેટલીક તો જાણે વિશ્વવાડીની
સૌન્દર્યથી ઉભરાતી ફૂલવલ્લીઓ !
હરિ ! હરિ ! હરિ ! હરિ !
વસન્તશાયી નાથ ! નારાયણ !
આપની એ રસકલા.
મંહી ધર્મકલા માંડીશ, દેવા !

ગંગાયમુનાનો સંગમ થશે,
પ્રયાગનાં પુણ્યતીર્થ ત્‌હાં પ્રગટશે.–
આ એ સરોવરિયાની કુંજ :
અમૃતપુરના આનન્દનો આરો.

ઈન્દુકુમાર હોડીમાંથી ઉતરી તે આરે બાંધે છે.

ઘટાઓ તો માનું સાયંસમાધિમાં ડૂબી !
ને નીચે નિર્મળી ઉર્મિઓ ઉછળે છે.
મ્હારી યે સાયંસન્ધ્યા જમાવું
જગતની શોભાને આ ખોળે બેસીને.

જોગણુ ઘટાઓમાં જાય છે. વિચારમાં લીન
ઈન્દુકુમાર પાળે ન્હાડે છે.

ઈન્દુ : આત્મા ! વ્રતભંગ ન થાવ.
સંન્યસ્તસાધુતાની ઓ આંખડીઓ !
તીરછે બાણે કોઈને મા વીંધો,
ન લોભાવ દેહદર્શને.

સરોવરજલ ઉપર નિહાળે છે

શા આદર દે છે જલની નેત્રપલ્લવી !
જાણે જગન્નયનો હિંડોલે ડોલે !

નેત્રોને વારી લે છે.

ગુરુએ મ્હારો ગરૂડ
સ્નેહદિશામાં ગિન્નાતો દીઠો,
ને એક વર્ષની બાંધી અવધ

કે પ્રાણુપાંખો સમતોલ કરવી.
જગદ્દયાત્રા બે પગે કરવાની,
ને બે પગ સમબલવન્તા રાખવા :
પછી પ્રિયને પદ નમવું.
ધર્મ ને સ્નેહનાં બન્ને નયન
અખંડ રાખી ન ફૂટવા દેવાં.
ધર્મારણ્યમાં એક વર્ષભર
સ્નેહનાં તપ તપવાનાં મ્હારે.
સાગરની માઝા ધારો, આત્મન્ !
ઉભરાઈ મા જાવ અમસ્તા.
ચિત્તનાં પ્રસન્નતા ને શાન્તિ !
વિરાજો હૃદયે; આવો, પાછાં પધારો.

ઉપર કુંજમાં કાન્તિકુમારી રાસ ગવરાવે છે.

કાન્તિ : સખિ ! કાલનાં સ્વપ્નાં રે
આજે મ્હારે સાચાં પડયાં :

ઝીલનારીઓ : સખિ ! કાલનાં સ્વપ્નાં રે
આજે મ્હારે સાચાં પડયાં :

ઇન્દુ : મીઠો, મદભર, બુલન્દ,
સ્નેહદેવની વેણુ શો,
બોલે ! તે ત્હારો જ શબ્દ ને !

કાન્તિ : સખિ ! સ્નેહનાં સ્વપ્નાં રે
નથી કોને અમથાં નડયાં.

ઝીલનારીઓ : ચન્દ્ર આથમ્યો, અજવાળાં સમેટાયાં.

ઇન્દુ : વસન્તનું પુષ્પપગલે પધારવું
તે તુજ સમ ટ્હૌકાને બોલાવવે જ.
મેનાઓના કલરવ ભર્યાં વનમાં
કુંજ કુંજ ભરી કોયલ ગાજી.
મુખડે ત્હારે કથા જ સ્નેહની.
એ સ્નેહગીત સન્ધ્યાને સુણાવતી ?
કે ચન્દ્રની પેલી આથમેલી પાંહડીને ?
તે ત્હારી જ અમીધાર હતી ?
એ ટ્હૌકાર ? હા ! એ જ ટ્હૌકાર !
એ ટ્હૌકાર કેમ ભૂલાય !
જીવનની કુંજ ભરી ગાજે છે એ ટ્હૌકાર.

હૃદયના બંધ તૂટતા હોય તેમ

કાન્તિ !—સખિ !—અહો વ્હાલી !
આંખે અધૂરી ઓળખી અલબેલડી,
કાને ટુહુરવ પારખ્યો ત્હારો, પ્રિયે !
આ સહસ્રાક્ષ સંસારજીવનની પ્હેલાં,
સૃજનના સ્હવાર સમા બાલકાંડમાં,
આનન્દસરોવરતીરે હું આવતો, બેસતો.
કુંજની હરિણી જેવી તું યે દોડી આવતી.
આ કૃપાશીતલ કોતરોમાં,
ઝીણાં ઝરણની વાદળભીની ખીણોમાં,
સુરભિના સ્રોતમાં, અનિલની લહરીમાં,
જલમાં, વૃક્ષમાં, અન્તરિક્ષમાં,
બુલબુલ જેવા ત્હારા બાલમુખડેથી નિર્ઝરતી

મંગલ મંજુલ કો આકાશવાણી સુણતો :
મુજ સૌભાગ્યના શુભ આદેશ ઉકેલતો :
ત્હારો પ્રફુલ્લ પડઘો
એ સ્મરણ જગાડે છે આજ :
મ્હારા આયુષ્યની મંગલાનો ટંકાર.

આત્મનસરોવરની પાળો ભાંગતી હોય એમ

ઓ !—ગુરુવર્ય મેધાવિનિ !
અયિ !—સ્વર્ગનિર્મલ બાલા !
અહહહ !—સ્નેહશોભન કુમારિકે !
જૂના ભાવ જાગે છે,
હૃદયચોકમાં ચન્દ્રિકા ચમકે છે :
પુરાણાં પુરાણાં અમી વરસે છે પાછાં
મ્હને સજીવન કરવાને કાજ.
ઉરઆકાશની ઓ ચન્દ્રકલિકા !
સદ્ભાવનાની મુજ પ્રેરણા દેવિ !
મ્હારા જીવનસૃજનની સાહેલડી !
ત્હારી દીક્ષા લઉં છું;
ત્હારો છું ને ત્હારો રહીશ.
સૃષ્ટિનું શુભ સંઘરી સંઘરી
ચરણે ત્હારે ધરીશ, સખિ !
ત્હારાં સમર્પણ સ્વીકાર્યાં,
ને બ્રહ્મસમ્બન્ધ બાંધ્યો.
અન્તરને અળગાં નહીં કરાય, પ્રિયે !

પ્રિયે! પાદામ્બુજે,
હલે! ત્હારા ઓજે,
વિધાતે! ગેબી એ તવ સુતનુ! આછા રસરૂપે
સમર્પેલું લેજે જીવન રસખોળે, અનુપમે!

ઘનવિભવમાં વિદ્યુત હસે:
જલધિજલમાં કો નદી લસે:
ઉંચે વ્યોમાન્તર્માં ઝળહળતી જ્યોતિ ઉંડું વસે:
સખિ! ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે.

ઘટામાંથી જોગણ આવે છે.

હતું જે આનન્દે,
હતું જે શોકાન્તે,
હતું જે જે મ્હારૂં ત્રિવિધ જગતે, રમ્ય રસિકે!
સ્વિકારો અર્પેલું પ્રિયતમ! રૂપાળા પ્રીતિપદે.

સ્થિર જગતનું યન્ત્ર બનશે;
ગહન નભરંગો ઉપટશે;
મહાકાલાબ્ધિમાં અતુલ યુગના ઓઘ ભ્રમશે;
સમાધિમાં ત્હારી સખિ! મુજ રસેન્દુ ય તપશે.

**જોગણ** : યુવરાજ! વીસરશો મા;
આત્માએ કોને કોને કોલ દીધા છે?

ઇન્દુકુમાર ધીરે ધીરે દૃષ્ટિ વાળી ઠરાવે છે: પળ નિરખી રહે છે.

**ઇન્દુ** : પ્રણમું છું, યોગેશ્વરી!
હું રાજપુત્ર નથી, મૈયા!

**જોગણ** : કલ્યાણ થાવ, તાત!
ને ભોળાં જોગીનાં વચન
સદા યે શ્રદ્ધાથી સ્વીકારો :

લેખમાં ભવિષ્યના છે આદેશ.
રાજયોગનો ઉપાસક તે રાજવી:
ને કાલે રાજવી થશે
તે આજ યુવરાજ, કુમાર!
ચિન્તનરેખાઓમાં ત્હમારે વદને
વિધિનાં ભવિષ્યવેધી મુદ્રાણું છે પુરાણ;
ભાવિના પડછાયાના પટ પડેલા છે.
આત્માએ કોને કોને કોલ દીધા છે
યુવરાજ! એ યાદ છે?
ભગિનીને, દેશભગિનીઓને,
બાન્ધવને, મનુબાન્ધવને,
પ્રાણદાતા માતામંડલને,
પ્રાણસખા મિત્રસમાજને,
પિતાને, પિતાઓના પરમ પિતાને,
સ્નેહીને, સંસારને, દેશને, માનવજાતિને
કોનું કોનું મહાઋણ
કાળને ચોપડે ખડું છે? યુવરાજ!
ડગલે ડગલે કોલ દીધા છે,
ને યાત્રા હજી છે લાંબી.
તીર્થ તો દૂર છે, કુમાર!

ઇન્દુ : દેવિ! આદેશ! માતા! આદેશ!
આભઘેરૂં આ આનન્દસરોવર
ને નયનમીટ શી ત્હેની જલપલ્લવી:
તીરે જગત જેવાં ઝાડીઓનાં ઝુંડ:

ડાળે ડાળે કળીઓનાં લૂમખાં,
ને કળીકળીમાં પ્રગટે વસન્ત :
ત્ય્હાં વિલાસ છે કે વૈરાગ્ય ?
જીવનનો મન્ત્ર—

જોગણુ : રાજપ્રવૃત્તિની ચાખડીએ ચ્હડનારને
નથી વિલાસસ્વાર્થ માટેની નવરાશ,
કે વિરક્તિ માટેની અશ્રદ્ધા વા અવગણના.
ધર્મધેનુના ગોપરાજને તો
પ્રભુઆદેશની ભવ્ય વેણુ
જગતકુંજ ભરી ટહુકારવી :
આશાઉત્સાહનાં મહાગીત
અમૃતકિરણ શી અંગુલિએ
સૌ પ્રાણતન્ત્રીમાં છેડવાં :
રક્ષા, ચારણ, દોહન, મન્થન :
અનેક શ્રમવિધિ સાધી સાધી
જીવન પોષવાં ને પ્રફુલ્લવાં
એ રાજયોગ જ ઘટે છે.
સચ્ચિદાનન્દનાં મહાસરોવરને તીર—

પાંખડી ગાતીનાચતી ઉતરે છે

પાંખડી : જરા બાલાને બળતી બચાવો, સજન !
બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન !—ધ્રુવ.

આશા ભર્યાં ઉછરતાં પ્રિય બાલબાલા,
સંસાર મધ્ય વડવાનળ કેરી જ્વાલા.

બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન !

વીર ! ફૂલ લેશો ?

ઇન્દુ : મ્હેન ! કોણ છે તું ?
અમૃતપુરમાં હવે આશ્ચર્યો જ વસે છે !

પાંખડી : હું કોણ છું ? ત્હમે કોણ છો ?
હું કોણ છું ! કોણ જાણે.
દેવે મ્હને દીક્ષા દીધી
ત્યહારે કાનમાં કહ્યું હતું કે
અમૃતપુરનાં ફૂલ વીણી વીણી
મ્હારે અમૃતપુરવાસીને દેવાં.
કોઈ ફૂલબાલા કહે છે મ્હને.
ફૂલ લેશો ? મ્હારૂં નામ પાંખડી.

ઇન્દુ : સાભાર, ફૂલડાંકુમારી !
લે આ એનું કંઈક મૂલ.

પાંખડી : જાણે દાઝશે એમ ઉછળી આઘે જઈ
પૈસા ! વળી પૈસા કેવા ?
કાન્તિ મ્હેને ફૂલની પરબ માંડી છે ને ?
ફૂલ વેચાય ? ફૂલ ધનથી પમાય ?
ફૂલનાં મૂલ કોણ મૂલવશે ?
દેવ કહે છે ફૂલ વેચવે પાપ છે :
ફૂલ વેચવાની મ્હને આણ છે.

**ઇન્દુ :** ઉંડું આલોચતો ઘેરે કંઠે સ્વગત

ભૂતકાળની ગુફામાંથી
આજ ગુણાય છે ભણકારા :
પ્રગટે છે પ્રાણ પુરાણ પ્રતિમાઓમાં.
ફૂલની પરએ અમે રમતાં ને ?
ફૂલપરણનો કોલ કીધો હતો ને ?—

પ્રકાશ

ફૂલબાલા ! કુંજમાં મન્દિર છે ?
આજ શાં ગીત ગવાતાં'તાં ?

**પાંખડી :** મન્દિર ? મન્દિર ! હા, હા :
કાન્તિ બ્હેનને સૌન્દર્યમન્દિર કહે છે સૌ.
અજવાળી બીજનો આજ રાસ હતો.

પાંખડી ફૂલ વીણતી સરોવરતીરે જાય છે.
જોગણ કૌતુકલોચને ત્હેને નિહાળી રહે છે.

**ઇન્દુ :** સખિ ! આરતી ઉતરી રહ્યે,
આકાશના પડદા પડી ગયે આવ્યો;
અસૂરો, અસૂરો, હા ! અસૂરો.
દર્શન ન થયાં, દેવિ !
ને રાસની રમણા રહી ગઇ.
એક—એક વાર દ્વાર ઉઘાડ;
અસૂરો નહીં પડું, પ્રિયે !

**પાંખડી:** પોષ્યાં દૂધે અમૃતથી અજવાળી ગોરાં,
તે વત્સ કાજ વિષઅશ્રુ તણા કટોરા;

બાલાને બળતી બચાવો રે,
જરા બાલાને બળતી બચાવો, સજન !

પાંખડી સરોવરને આરે આરે જાય છે.

**જોગણ :** અદ્દ્ભુત બાલકડી !
કૌતુકમૂર્તિ કુમારિકા !
પ્રભુની રૂડી જાણે પારેવડી !
મ્હારી સાયંસન્ધ્યાના સદ્દ્ભાગ્ય શી ઉતરી.
યુવરાજ ! ગુલશનના ગુલ વેચવે પાપ,
ગન્ધવતીની ગન્ધપાંદડીનાં
રૂપાં ને સોનાં કરવે પાપ,
તો આત્મધેનુના દૂધમાંખણનાં
મૂલ મૂલવવે ય પાપ, હો !
પ્રાણદૂધની યે પરબ માંડો.
નારાયણ ! નારાયણ ! અહાલેક !
જય ! જગન્નાથનો જય !

આવેશમાં આવી જવા માંડે છે.

**ઇન્દુ :** આપ કોણ છો ? અહીં કય્હાંથી ?
પુનર્દર્શનનો લાભ—

**જોગણ :** યુવરાજ ! નેપાળી જોગણ છું;
શીખવા ને સેવા કરવા
દેશયાત્રા આદરી છે.
સાયંસન્ધ્યાર્થે સરોવરતીરે આવી હતી.
ભરવસ્તીમાં એક પુરાણું છે ખંડેર;
ગુફામાં ત્યહાં વસન્તમાસ ગાળીશ.

દર્શન દેજો—લેજો. નારાયણ !

જતાં જતાં માર્ગમાં

કપાયેલા વાંસના અંકુર ઉપર
વર્ષાની જલ ભરી વાદળી વરસે,
ને ગગનભેદી બાણ શો
ફટાક કરતો વંશ ફૂટેઃ
યૌવનનો એવો સ્નેહ, યૌવનરાજ !
ફૂટ્યો છે મ્હારો આજ.
પણ પ્રભુ કલ્યાણ કરશે, કુમાર !
દેવનાં રક્ષણથી જ દીન દામણાં નથી.

ઇન્દુ : ફૂલની પરબ ! બાલસ્નેહીનો બોલ !
પુષ્પોના પુણ્યપરાગમાં
સ્નેહશબ્દ સુણ્યો ત્હારો, પ્રિયે !
કૌમારનાં કૂહેણ સાંભળ્યાં.
અનુત્તર છું; વ્રત આપી
ગુરુએ જીભ કાપી છે.
આદરનાં આમન્ત્રણ આવ્યાં ત્હારાંઃ
કાલની કળીઓએ આજ ફૂલ ઉઘડ્યાં.
નયનોમાં ફૂલ, વદનમાં ફૂલ,
અખંડ દેહદેશે ફૂલ,
વસન્તનો જાણે ફૂલમાંડવડો !
ને આત્મન્ પણ કુમારીનો
પરિમલનિધાન દેવફૂલની છાબ !
ફૂલની પરબ તે કાં ન માંડે—મંડાવે ?

# પ્રવેશનો સાર

---

**મહા માસની અજવાળી બીજ : આનન્દસરોવરની કુંજોમાં સન્ધ્યા.**

ઉપર કુંજમાં રમણીઓનો રમાતો રાસ જોઇ સાયંસન્ધ્યાર્થે સરોવરતીર ઉતરેલી નેપાળી જોગણ વિચારે છે કે રસકલામાં ધર્મ-કલાનો સંગમ થાય તો પુણ્યતીર્થ મંડાય.

ઇન્દુકુમાર હોડકામાંથી સરોવરતીરે ઉતરે છે, ને આત્માનાં તોફાન શાન્ત કરવા મથે છે. પોતાનું વ્રત સંભારે છે. એટલામાં ઉપર સમાપ્ત થતા રાસનાં છેલ્લાં વેણ સુણે છે. પાળો ભાગી સ્નેહ ઉછળે છે, ને સ્નેહીની સ્નેહદીક્ષા લે છે. નિત્યકર્મ આટોપી પાછી વળતી જોગણ સ્મરણ કરાવે છે કે બહુ જણને કોલ દીધા છે, એક જણની દીક્ષા ન હોય. રાજયોગ એ જ જીવનધર્મ છે; નહિ વિલાસ, નહિ વિરક્તિ.

ફૂલ વીણતી ગાતી ગાતી કુંજેથી પાંખડી ઉતરે છે. ઇન્દુ-કુમારને કાન્તિકુમારીની ફૂલપરબનાં ફૂલ આપી જાય છે.

ભરવસ્તીમાંના ખંડેરમાં હું ઉતરી છું, દર્શન દેજોલેજો, કહી જોગણ જાય છે.

બાલાપણમાં ફૂલપરબે પોતે રમતાં, એ વાતની અને કુમારી રહીશ ત્યહાં સુધી ફૂલની પરબ માંડીશ, એ કાન્તિકુમારીના બાલ-કાલની ઇન્દુકુમારને સ્મૃતિ થાય છેઃ પોતે અનુત્તર છે એનું પણ ભાન જાગે છે.

---

## ટીકા

આનન્દસરોવર=અમૃતપુરના ગિરિમંડલ વચ્ચેનું સરોવર.

ઉપર કુંજમાં: સરોવરને કાંઠે નહીં, પણ પર્વત ઉપરની ઝાડીઓમાં. નેપાળી જોગણ અને ઇન્દુકુમાર આરામાં હોય છે.

રાસઃ દર માસની અજવાળી બીજની ચન્દ્રલેખા દેખાય એટલી ઘડી અમૃતપુરમાં રાસ રમાતો.

જલની નેત્રપલ્લવી=પોપચાં પેઠે પડતી-ઉપડતી જલની ઉર્મિઓ.

રાજયોગઃ અર્થ માટે જૂઓ અં. ૩, પ્ર. ૫ મો.

ભવિષ્યવેધી=ભવિષ્યને લક્ષ્ય કરી રચાતાં.

બાલસ્નેહીનો બોલઃ 'કૌમારના કહેણુ' 'સ્નેહશબ્દ' 'આદરનાં આમન્ત્રણ': ઇન્દુકુમાર ઉપરના સ્નેહને લીધે પોતે કુમારી રહેશે, ને કુમારી રહેશે ત્હાં સુધી ફૂલપરબ માંડશે, એવો ન્હાનપણમાં કાન્તિકુમારીએ ઇન્દુકુમારને આપેલો કોલ. ફૂલપરબમાં 'બાળસ્નેહીનો બોલ' 'કૌમારનાં કહેણુ' 'સ્નેહશબ્દ' અને 'આદરનાં આમન્ત્રણ' સૌ ઇન્દુકુમારને તે કારણથી સંભળાયાં.

અનુત્તર છું: ગુરુએ આપેલા એક વર્ષના વ્રતને લીધે.

કાલની કળીઓએ આજ ફૂલ ઉઘડ્યાં=કાલે કળીઓ હતી તે ખીલી, ને આજે ત્હાં ફૂલ બેઠાં.



## પ્રવેશ ૩ જો

**સ્થલકાલ : કાન્તિકુમારીની વાડીએ વસન્તપંચમી**

યશ : કાન્તિ બ્હેન ! શી આજ પ્રભાતની મઝા ! કહું ? એવી વાતો ક્‌હેવાતી હશે ?

કાન્તિ : તું તો જાણે ઉભરાતો સાગર, યશ ! રોજ કેટકેટલી ભરતીઓ આવે છે ?

યશ : આજ નાચું તો માફ કરશો ?

નૃત્ય સાથે ગાવા માંડે છે.

કાન્તિ : માફ ! મયૂરી નાચે ત્હેને માફ !

યશ : ઊંચાં આકાશ, ઊંચી વાદળી, અલી કોયલડી !
કાંઇ ઊંચા ત્હારા રણવાસ :
મીઠડું ટ્‌હૌકજે, રે અલી કોયલડી !

વાજે વસન્તની વાંસળી, અલી કોયલડી !
કાંઇ જામે રસિકના રાસ :
મીઠડું ટ્‌હૌકજે, રે અલી કોયલડી !

હમણડે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી !
એ તો ગાયું ત્હેં આજે અમોલ :
મીઠડું ટ્‌હૌકજે, રે અલી કોયલડી !

ઉરમાં મ્હારે એક મોરલી, અલી કોયલડી !
બોલી કાલા–ઘેલા ત્હેના બોલ :
મીઠડું ટ્‌હૌકજે, રે અલી કોયલડી !

બોલી ઘેલા–ઘેલા મદબોલ,
બોલી કાલા–કાલા બ્રહ્મબોલ
મીઠડું ટહૂકજે, રે અલી કોયલડી !

કાન્તિ : તું ય જાણે અમૃતપુરની કોયલ,
ને મધુમત્ત ડોલતી યશવલ્લી !

યશ : એ જ કહેવા આવી હતી.
મ્હને કોયલ કહી વ્હાણું વાયે :
'મ્હારી જીવનકુંજની કોયલડી !'

આનન્દસરોવરની કુંજમાં દૂર ધીમે શબ્દે કોયલ ટહૂકે છે.

કાન્તિ : એ શું ? વનમાંની કોયલડી !
હા, કોયલ જ : વસન્તવૈતાલિક :
પ્રાત:કાલનો પ્હેલો ટહુકડો !
અમૃતપુરનો અમૃતમીઠો બોલ !
ઉઘડતી કળીઓનો આદિ શબ્દ !
આનન્દની કુંજનું કૂજન !
જગત્સીમ ઉપરથી વસન્ત બોલી !
સૃષ્ટિના ભીતરવાસી સૃષ્ટાએ
નવજીવનની પ્રેરણા ફૂંકી સૃષ્ટિમાં.
અમૃતપુરની આશ્વાસનવાણી
આકાશશિખરેથી ઝમતી આવી;
જાણે સ્નેહની વાગી મધુરી વેણુ.
વેલીએ વસન્તી વાઘા સજ્યા,
પરિમલ હવે વિશ્વ ભરી વહશે.
આણુ પ્રગટી સૂર્ય થયા,
નેત્રનેત્રમાં ચન્દ્ર પ્રગટી વિરાજ્યા.

સરોવર હલકી હેલે ચ્હડયાં,
મંહી કમલકુમુદ ઝૂલે છે.
કોયલ ! જગાડ ચેતન જગતને.
રસિકો હજી કાં નીન્દરે છે ?

યશ : બડાં પક્કાં છો : બધું ય સ્હમજો છો.

કાન્તિ : કોયલ ! આવ મ્હારી આંબાને ડાળ :
ટહુક મ્હારી વાડી ભરી,
ને પુષ્પે પુષ્પે પાડ ત્હારો પડઘો.

યશ : આજ પંચમીની પાંદડી ઉગશે, બ્હેન !
વસન્તપૂજન શીખશો ?
બ્રહ્મમુહૂર્તમાં અમે આજે માંડયું હતું.
મલયના વાયુ વાય છે;
વસન્તભાવે જામશે ધીરે ધીરે.
ઉદયનું કિરણ અડકયું છે,
પ્રભુના પરાગ ઢોળાયા છે;
કાન્તિ બ્હેન ! કેસરનાં છાંટણાં યે
છંટાયાં છે તમ મુખડે.
મ્હરોડિયે ગુલાબી ઠંડી હતી.—

કાન્તિ : હા, યશ ! કંઈક કથા કથતી હતી.
ને પછી ? યશ !

યશ : મ્હરોડિયે કોયલને ટહુકે
નાથ આજ જાગી ગયા.
અટારી ખોલી વસન્ત ખંડમાં લીધી.
અન્તરિક્ષ ભરી ઉંચું જોયું તો
પૂર્વને મન્દિર અરુણનાં પગલાં.

'ભર્ગનાં ચન્દ્રને આપણા ભાલદેશ અર્ચ્યો
એ સવિતા દેવ પધારે, દેવિ !
જાગો, ઉઠો, સત્કારો' કહી
મ્હને ય અડપલું કરી જગાડી.
કરહિન્ડોલે હીંચકતાં ગયાં અગાસીમાં.
અગર, કસ્તૂરી, દેવસામગ્રીએ
મ્હારૂં વસન્તપૂજન આદર્યું :
મંજરીનો મુગટ પ્હેરાવ્યો.
મ્હને કહે : તું મ્હારી ગૃહલક્ષ્મી :
મ્હેં કહ્યું : ત્હમે મ્હારા કુલવિષ્ણુ.
મ્હારા પૂજારીની આંખમાં વસન્ત ભભૂકતી;
મ્હારે ય હઇડે વસન્ત પ્રગટી
ને મધ્યરાત્રિના અન્ધાર અજવાળાયા.
એટલામાં વળી કોયલડી બોલી.
હું ય કૂકૂ કરતીક કૂદી—
માણસથી તે પ્રભુ થવાય છે કંઈ?—
અન્તરમાં જઈ લપ્પઈ ત્ય્હાં કૂકૂ કીધું.
પછી અમે વસન્તપૂજન માંડ્યું,
ને વર્ષનું જીવનવ્રત લીધું
અમૃતપુરમાં અમૃત લાવવાનું.

**કાન્ત** : યશ ! તું જ છે અમૃતની ભરી વાદળી !
વરસજે અમ અવનીને મંડપ,
ને ભરજે અમ આનન્દસરોવરો.
જગત્‌ની જાણે મ્હોરેલી સદ્‌ભાવના !

**યશ** : આછે અંગે ઉષા આવી.

મ્હને ઉષાની પૂતળી કહી,
ગુલાબની ફૂલમંડલી કહી,
દેવભાવની સૌન્દર્યકલા કહી :
કંઈ કંઈ એવું એવું કહ્યું :
ને સલૂણે મ્હારી ચોળી છોડી
મંહી એક ફૂલ મૂક્યું.
એ ફૂલ તો હવે ને, બ્હેન!
હૈયાનાં ઉંડાં જલ હુલાવે છે.

કાન્તિ : યશ! આ વૃક્ષરાજ પાછળથી, જો!
ખંડખંડ ભાસ્કર ભભૂકે છે :
પલ્લવપલ્લવ ને ડાળીડાળીમાંથી
દેખાય છે એની જ્યોતિના ઝળકાટ.
ત્હારા ફૂલવાડીના સાળુમાંથી ચે
કારમાં ફૂટે છે એવાં અંગઅંગ,
ને અંગોઅંગે ઝળકે છે જ્યોતિ.—
ઘડીક યશ! અમુલખ હરખે હું હરખું છું:
જાણે મ્હારે દીનને દ્વાર
પ્રભુજી પધાર્યા હોય ને!
ઘમઘમતી માઝમરાતના મધ્યાકાશમાં
એકાએક સુધાકર વીંધી ઉતરે,
ને આભમાં જ્યોતિરેખા દોરાય :
એવું પ્રગટ્યું છે એક કિરણ
મ્હારે હૃદયે, બ્હેનાં!
યશ! દેવિ! જનનિ!
ત્હો ય નથી આયુષ્યમાં ઉઘાડ.

મેઘમેખલા હજી છે અભેદ્ય;
ઉપર અન્ધકારનાં વાદળ ઝઝૂમે છે.

યશ : વસન્તપૂજનનું વિધાન શિખશો
એટલે સૌભાગ્યના રસીલા સ્વસ્તિક
મેળે મેળે પૂરાશે, કાન્તિ વ્હેન!
ત્હમારે કૌમારને આંગણે.
લોક કહે છે સ્નેહજયનું એ વ્રત છે.
હું યે એ વ્રતની વ્રતિની હતી:
ને હજી યે ધારીશ નિરન્તર
એ વ્રતના વાધા વસન્તે વસન્તે.
પછી, ઓ સૌન્દર્યના ડોલતા સાગર!
દીનતા છાંડો આ દામણાં મુખની,
ને ગાવ અનહદનાદી તમ ઘેરાં ગીત.
જગાવો જડમાં યે ચેતનના દેવ,
સંસારની અનસ્તજ્યોત ઓ શોભા!

કાન્તિ : પ્રસન્ન થા; શીખવ, યશ!
એ સ્નેહજયનું કલ્યાણવ્રત.
શીખવીશ તે શીખીશ, દેવિ!

યશ : ગુલાબની પાંદડીઓ છે?
પ્રાણચોકમાં પ્રફુલ્લતા છે?
હુલ્લાસ છે હૃદયના સિંહાસનમાં?
આશાનાં મન્દિર ક્ય્હાં માંડશો ત્ય્હારે?
વસન્તદેવ ક્ય્હાં પધરાવશો ત્ય્હારે?

કાન્તિ : નથી–મુજ કને કાંઇ નથી;
પૂજનની દેવસામગ્રી નથી કાંઇ.

લૂંટી મ્હારી દૈવી સંપત્તિ કુલજનોએ:
પૂણ્ય પૂરાં હશે પહોંચતાં
તો પાછી પામીશ કદીક.
આશાપૂરીને કીયે ગોખે આદરૂં?
વસન્તદેવીને કાજ વાસ નથી
મુજ આત્માના ખંડેરોમાં.

યશ : મા મૂંઝાવ, કાન્તિબ્હેન!
આજ અણઉઘડી કળીઓ
કાલે વ્હાલપને વદને ઉઘડશે.
વસન્ત વિશાલભાવ ને વરદાયિની છે.
કાલે સૌ લાવજો હો, કાલે:
કાલે શીખવીશ, કાન્તિ બ્હેન!

કાન્તિ : કાલે? કાલે! આયુષ્યના સ્મશાનમાં.
કાળને અન્તે તે કાલે.
આજ તો, યશ બ્હેનાં!
સ્હવાર સળગતું ભાસે છે મ્હને.
કદીક અન્ધકારનાં આણાં આવે છે,
વૃક્ષવૃક્ષમાં જોઉં છું અમાસ.
ત્હમે સ્વપ્નાં સાચાં કીધાં;
હું સ્વપ્નાંના વાઘા સજું છું હજી.
મંજરીઓ મ્હને, બ્હેન!
આંસુના છોડ દેખાય છે.
વળી વળીને ઉઘાડું છું ત્હો યે
પ્રારબ્ધનું પુસ્તક બીડાય છે મ્હારૂં.
અશ્રુનાં ઉદ્યાન સરજાતાં હોય જાણે

ને મ્હંહી એકલી ભૂલી પડી હોઉં !
બળી જશે, જળી જશે,
પણ એ ક્યારી નહીં કોળે.
જો ! વસન્ત પાછળ ગ્રીષ્મ સળગે.—
ફૂલડાં અંગારામાં વાવશો ? વડીલો !

યશ : કાન્તિબ્હેન ! મનના મહેમાન આવ્યા ?
સાગરના તીરથવાસી પધાર્યા ત્હમારા !

કાન્તિ : વસન્ત પધારી, ને લાવી:
આવ્યા છે, હઇયે પધરાવ્યા છે, યશ !
મનના આતિથ્ય આચરૂં છું,
પ્રભુની માનસી પૂજા કરૂં છું, દેવિ !
ને અલબેલો મ્હારો તો
આછે અર્ચને ય ઉજમાળું હાસે છે.
સંસાર સકલ મૂર્તિપૂજક છે,
ને હું ય મૂર્તિ માગું છું
મ્હારા માનસવાસી સ્વામીની.
પરબ મ્હેં માંડી છે મ્હારી,
ને પાણી એ નથી પીતા.
એ એક તરસ્યા રહેશે,
એ એક નહીં પીએ પરિમલ.
કીયા ચે અરણ્યમાં કોણ જાણે
તપતા હશે એ તપસ્વી.
કીયા ચે સાગરને આરે
હશે એમની સ્વર્ગભૂલી મઢુલી.

યશ : આવશે, ને અન્તર ઠારશે;
તપસ્વીનાં તપ ફળશે, બ્હેન!
અમસ્તાં એવું શું બોલતાં હશો?
અરુણોદય પ્હેલાં અન્ધકાર ઘાડો હોય.

કાન્તિ : મ્હારે હજી અન્ધકારનાં ઓઢણાં રહ્યાં.
અરુણના ઉદયની તો, યશ!
અખંડ આશા ઉપર જીવવાનું.
ત્હારા સ્નેહના નન્દનમાં
ન હોય અન્ધકાર કે અમાસ;
પરમ સત્યના સુન્દર સદનમાં
સ્વપ્નના ઓળા મા આવશો.
ત્હારી આંખલડીમાં કુમુદ ઉઘડે,
ત્હારે ગાલે ગુલાબ મંડાય,
ત્હારે ભાલદેશે કમલ પથરાય,
ત્હારે ઉર બ્હેનાં! ગલ ઝૂલે,
ત્હારે અંગઅંગ અજવાળાં ઉગે,
ત્હારે અધરે કોયલ બોલે,
પુષ્પપુષ્પ લઈ ત્હારા પૂજન અર્થે
પ્રભુજી વસન્ત પાઠવેઃ
ત્હારાં બાણ અપૂજ્ય કય્હાં રહે?
લુપ્તોદક દેવ જેવો મ્હારો પ્રાણ
ભૂત થઈ ભટકે છે.
ગદા ઉપાડી મ્હારાં કુલજનો
ઉભાં છે મ્હારી મૂર્તિ ભાગવાને.
કોયલ બોલી, યશ!

સ્નેહની બંસી જેવી તું બોલી,
મોહમન્ત્રનાં સંગીત ત્હારા નાથે ગાયાં:
એ ભવનમાં ભૂત ક્ય્હાં રહે?
ત્હમે તો ગગનની ગલીઓમાં
વસન્તના ફાગ ખેલશો હજી!
અનેરા કેસૂની ધારાઓએ
વાદળમાં કૌતુકરેખાઓ દોરશો.
જગતને ઝૂલે ઝૂલતાં મુક્તો
મુક્તિના ત્હમે માર્ગ કોરશો હજી.
સ્નેહયોગનાં યોગી ત્હમે જીવન્મુક્ત—

યશ : ક્‌હે છે મ્હારા હૈયાના ભાવ બોલ છ;
ક્‌હે છે મ્હારા પ્રાણની કવિત ગા છ;
ક્‌હે છે મ્હારા ધર્મની ઋચાઓ ઉચ્ચાર છ;
ક્‌હે છે મ્હારા પ્રભુની પ્રતિમા છે;
ક્‌હે છે ત્હારા મુખની મોરલીમાં
શબ્દબ્રહ્મ ગાજે છે.
ને કહ્યું જગતમાં નથી તે કરશું;
સોળે પાંદડીએ પૂર્ણિમા પ્રફુલ્લશે
ત્ય્હારે ત્હારી લગ્નતિથિ ઉજવશું,
ને દેવોનું અમૃત આણશું
આપણા અમૃતપુરને કાજે.
સંસારમાં સ્વર્ગ રોપશું સોહામણાં.
લગ્નોત્સવનું સ્નેહપરવ—
પણ હેં, હેં, કાન્તિબ્હેન!
મ્હારી લગ્નતિથિ તે એમની સ્તો?

કાન્તિ : હા, યશદેવિ ! હા :
ત્હમારી નદીઓનો ત્ય્હાં સંગમ.
એટલાં અદ્વૈત તો રસજીવનનાં
ત્હારે ય કબૂલવાં પડશે.
હજી ન સુણ્યું સુણીશ,
ને અણકલ્પ્યું પામીશ, યશ !
આશા ને ઉડવાં અનન્ત છે.

યશ : કાન્તિબ્હેન ! કાન્તિબ્હેન ! ઓં !
આમ મુખ શું મુખ માંડ્યું,
ને મ્હને કોયલ કહી :
'મ્હારી જીવનકુંજની કોયલડી !
કાળી નહીં હો, પણ કૂજતી;
કાળ ને અવકાશ ભરી જગાવતી.'
અગાસીના અમુલખ ઉઘાડમાં
પછી વસન્તનૃત્ય આદર્યું,
ને નાથે ગાઈ સ્હમજાવ્યું આ ગીત.
ત્હમારી યે કીકીઓ નાચે છે,
ભમ્મર નાચે છે, અંગઅંગ નાચે છે:
ચાલો નાચીએ વસન્તનાં નૃત્ય.

ઉંચાં આકાશ, ઉંચી વાદળી અલી કોયલડી !
કાંઇ ઉંચા ત્હારા રણવાસ:
મીઠડું ટહૌકજે, રે અલી કોયલડી !

---

# પ્રવેશનો સાર

## કાન્તિકુમારીની વાડીએ વસન્તપંચમી

વસન્તપૂજન શીખવવા આવેલી યશદેવી અને કાન્તિકુમારી એ સખીઓનું જોડું વાડીમાં ફરતું હોય છે. રહવારે નાથે ગાઇ રહમજાવેલું કોયલનું ગીત યશદેવી ગાય છે. એટલામાં દૂરથી ધીમે શબ્દે બોલતી વસન્તની પ્હેલી કોયલ કાન્તિકુમારી સાંભળે છે, ને કુમારીને વાડીમાં વસન્તોદય ભાસે છે. પ્હરોડના વસન્તપૂજનની, વર્ષના જીવનવ્રતની, એવી એવી પોતાની સ્નેહકથા યશદેવી માંડે છે. કાન્તિકુમારી યે કબૂલે છે કે પોતાને હૃદય જ્યોતિરેખા દોરાઇ છે, પણ ઉપર અન્ધકારનાં વાદળ ઝઝૂમે છે. વસન્તપૂજનનું–સ્નેહજયનું વિધાન શીખવવાનું યશદેવી કહે છે, સામગ્રી ન હોવાથી કાલે શીખવવાનું રહે છે. મનના મહેમાનની સાંઇ યશદેવી કાન્તિકુમારીને પૂછે છે. કાન્તિકુમારી ઉત્તર દે છે કે : આવ્યા છે, હૃદયે પધરાવ્યા છે. ભરવસ્તીમાં ભૂત જેવી ભટકું છું. ત્હમારા નન્દનમાં ભૂત કેવાં? અધૂરી રહેલી પોતાની પ્રભાતકથા યશદેવી પૂરી કરે છે, ને સખીઓ વસન્તનૃત્ય નાચે છે.

## ટીકા

રણવાસ=રાણીવાસ : રંગમહેલ.

વસન્તવૈતાલિક=વસન્તનું આગમન પોકારનાર ગાયક.

પ્રાણ પ્રગટી સૂર્ય થયા=પ્રાણમાં સૂર્યના જેવા ભર્ગ ભભૂકયા, પ્રાણ સૂર્ય સરખા પ્રફુલ્લ્યા.

નેત્રનેત્રમાં ચન્દ્ર આવી વિરાજ્યા=લોચનલોચનમાં ચન્દ્રનાં જેવાં તેજ ઉઘડયાં.

પંચમીની પાંદડી=પંચમીનો પાંદડી જેવો ચન્દ્ર.

કેસરનાં છાંટણાં=વસન્તનો અને લજ્જાનો ભેગો ઘોળાયલો રંગ,

અનસ્તજ્યોત=જેની જ્યોતિ આથમતી નથી એવી.

વૃક્ષવૃક્ષમાં અમાસ જોઉં છું=વૃક્ષવૃક્ષનાં પલ્લવમાંના અન્ધકારમાં અને પડછાયામાં.

અરુણોદય પ્હેલાં અન્ધકાર ધાડો હોય=It is darkest before the dawn.

લુપ્તોદક=ઉદકની અંજલિથી ન પોષાયેલો.



## પ્રવેશ ૪ થો



**સ્થલકાલ: જયદેવના આશ્રમમાં જામેલું સ્હવાર**



દૂર દૂરથી ધીમું તરતું પાંખડીનું ગીત આવે છે.

એક આંબો મ્હારે મ્હારે આંગણે રે લોલ :
ઘેરગમ્ભીર ત્હેની ઘટા ઢળી રે લોલ :
બ્હેનાં ! આવો, રસાળ એની છાંયડી રે લોલ.

દેવ : બહારથી આશ્રમમાં પધારી

પાંખડી !–બિન્દુ !–તારા !
આશ્રમનાં વત્સ આવ્યાં ? ભલા !

અશો : અન્દરથી આવીને

જી ના, હજી વાર છે.
દરિયાનાં મોજાં સ્હામે ચાલતાં
હમણાં તો કાન્તિબ્હેન શિખવે છે ને.

પાસે આવતું પાંખડીનું ગીત

એક આસોપાલવ મ્હારી વાડીમાં રે લોલ :
ઘેરગમ્ભીર ત્હેની છટા ઢળી રે લોલ :
બ્હેનાં ! આવો, હેનાળ એની છાંયડી રે લોલ.

દેવ : હા, સાગરતીરે મંડાય છે વ્યૂહમંડાણ.
સ્નેહનો સોહામણો મહેલ માંડવા
જગન્નાથે સરજ્યું જગમન્દિર :
માનવીઓએ રોપ્યો એના ચોકમાં
મહાવિકટ એક રણસંગ્રામ.
પ્રભુપરાગવન્તું આ વિશ્વનું ઉપવન
હોવું તો જોઈએ સન્તોનું તીર્થ :
કોટી કોટી અક્ષોહિણીનું પણ
મંહી રચાયું છે કુરુક્ષેત્ર,
ને ત્ય્હાં બન્ધુઓ કાપે છે પરસ્પરને.
રુધિરરંગી કુરુક્ષેત્રે ત્હો ય ધર્મક્ષેત્ર છે :
દુનિયાના મહાભારતમાં યે, ભલા !
પાંડવોના જ વાગશે જયવાદ્ય.

ભલો : જગતમાં હરિ છે ને હજી.
જગત ભૂલે, પણ એ ભૂલતો નથી;
જગત ઉંઘે, પણ એ ઉંઘતો નથી.

ગીત ગાતી પાંખડી પ્રવેશે છે.

પાંખડી : એક વડલો ઉભો વનચોકમાં રે લોલ :
ઘેરગમ્ભીર ત્હેની જટા ઢળી રે લોલ :
બ્હેનાં ! આવો, વિશાલ એની છાંયડી રે લોલ.

પાંખડી જયદેવને નમે છે. જયદેવ ત્હેને હૈયામાં લે છે, માથું સૂંઘે છે, વાંસો પંપાળે છે. ભલો ફૂલછાબ મૂકવા જાય છે.

દેવ : કંઠે કોકિલા, પુત્રી પાંખડી!
ને મુખડે ઘેટીની ગરીબી કેમ!
ભય ભાળ્યો કે શોક?
બાલક એટલે તો કલ્લોલતું પંખી.

પાંખડી: દેવ! ત્હમે કહો છો વસન્ત આવી,
ને ફૂલનાં વાદળ પથરાશે.
કુંજ ને શિખરો ઉપર તો
ફૂલ આછાં ઉતરે છે હમણાં હમણાં.

દેવ : દીકરા! ફૂલ વધ્યાં,
ને ફૂલનાં વીણનારે વધ્યાં:
ને જોઈએ સૌને ઢગલે ને ઢગલે.
પૂરી અધૂરી, ઘેરી મધુરી,
વસન્ત વનમાં ને જનમાં યે બેઠી.
સંસારીઓને સુખસિદ્ધિથી સન્તોષ નથી,
સમૃદ્ધિના પ્રદર્શનની છે તૃષ્ણા.
વ્હેંચીને લે તો તો સૌ શણગારાય.

પાંખડી: અને જવાલા સમોવડી કફની,
નશીબ ઉપર ભસ્મના લેપ—
જય્હાં વળું ત્ય્હાં જોગણ: એ શું હશે?
લોક એવું શે પ્હેરતાં હશે?
બાળકને બ્હીવરાવવાને?
અમૃતપુરમાં તો એવું કોઈ ન્હોતું પ્હેરતું.
ઉંઘમાં યે સ્વપ્નમાં ઉતરે છે
ત્હેમાં ય સળગતું જોઉં છું બ્રહ્માંડને.

દેવ : જોગવૈરાગ્ય અમૃતપુરમાં ઉણ્યા છે,
પ્રભુઇચ્છા તો પૂરાશે હવે.
પાંખડી! ઉગ્ર મધ્યાહ્ન સમો
ભેખ તો ભયંકર છે, બચ્ચા!
સોમરસ શો અદ્ભુત:
સમર્થ જ તે જીરવે:
ને જીરવશે એ જય પામશે.
પણ બેટા! ઘર સાંભરે છે હવે?
સરલતા માની મધુરતા—

પાંખડી: કદીક કદીક જાઉં છું
ફૂલ વીણતી સ્મશાનઆરે,
ત્ય્હારે વળી સાંભરે ઝાંખું ઝાંખું.
માડીને લોકે ઘરમાંથી ક્‌હાડી,
રામનો જય ઉચ્ચાર્યો, ભજન ગાયાં,
ને મન્દિરમાં ઘંટા વગાડી:
પછી ત્‍હેનાં મિઠ્ઠાં હાલરડાં
મ્હેં સાંભળ્યાં નથી કુંજમાં.

દેવ : બેટા! મા તો અમ્મર છે;
મૂઈ મૂઈ ત્‍હો યે જીવતી.

પાંખડી: કોઇ કહે સ્મશાનમાં લઇ ગયા;
કોઇ નિર્દય જીભ બોલી કે
ત્‍હેને તો સળગતી ચિતામાં બાળી,
ને ભસ્મને પિતૃકુંજમાં દાટી;
વિદ્વાનોએ ઉદર ચીરી ઉઘાડ્યું

ને આંતરડાંને આત્મા કહ્યો;
કોઇએ કહ્યું દેવ થઈ:
પણ ત્હેના હૈયાની હુંફ
ફરીથી હું પામી નહીં.
માડી સંસારમાંથી સિધાવી ત્હારથી
કુલનું અજવાળું તો હોલવાયું.
ત્હમારે મુખડે માની મીઠાશ,
ત્હમારા હેતમાં માવડીનું વહાલ:—
કંઠ, હેત ને માધુરી
મા ત્હમને સોંપી ગઈ છે ?

દેવ : માતાઓની યે માવડી છે.
વાણી, સ્નેહ, માધુર્ય, ને આત્મા,
શું જનનીનાં કે શું જનકનાં,
મહામૈયા તે ધવરાવી પોષે છે.
બચ્ચા ! તું ય—

ભલો : દેવ ! કાન્તિકુમારી પધારે છે.

દેવ : પાંખડી ! દીકરી ! સત્કારો,
આશ્રમનાં ફૂલચન્દને વધાવો.

પાંખડી ને ભલો ફૂલચન્દન લેવા જાય છે.
જયદેવને નમન નમતી કાન્તિકુમારી આવે છે.

આવો, આશ્રમને શોભાવો.
બિન્દુતારા હજી નથી આવ્યાં.
થાક ઉતારશો ? પાણી લાવે ?

આછું સ્મિત કરતાં કરતાં

કે થાક હજી નથી ચ્હડતો
દેવને આશ્રમે આવતાં ?

કાન્તિ : દેહના ધર્મ અને દેહના થાક.
મનુષ્ય એટલે જ અવધિ, મર્યાદા.
ક્ય્હાં અજાણ્યું છે આપનું ?
પણ આજકાલ તો, દેવ !
આત્માને ય થાક ચ્હડે છે.

દેવ : યૌવનપંખાળો દિગન્તગામી આત્મન
આદર્યા પ્રયાણે આળસે છે
એ આજના યુગનો મહિમા.
જીવનના ઉમરામાં બાલક થાકશે
તો પૂરી કેમ કરશે યાત્રાને !

કાન્તિ : દેવ ! દયાળુ દેવ ! વિચારોઃ
પાંખ કાપી પંખીને કહો 'ઉડ';
એ પંખી કેટલુંક ઉડશે ?
બાલકના જન્મ જોયા, ઉછેર દીઠા.
બટુકના બ્રહ્મચારી કરીએ,
ને બ્રહ્મચારીને બાળી મૂકીએ
લગ્નનામી અખંડઅગ્નિ ચિતામાં.
બધું નિરર્થક ને નિર્દય નથી તે ?

દેવ : નિરર્થક ! નિર્દય ? લગ્નની ચિતા ?
કૌમારનાં ક્રોધનયને, કુમારી !
ન નિરખો દેવની ફૂલવાડી.

માતાપિતાની લગ્નવેલ પાંગરે,
ત્હેનાં પ્રફુલ્લ પુષ્પ તે સન્તાન.

**કાન્તિ** : ફૂલની ગેંદો જેવાં બાલકડાં
કાલાન્તે ય બાલક રૂહેતાં હોય !
હાથેળીઓની પાંદડીપાંદડીમાં,
હાથિયા થોરની પેઠમ,
શૂળનાં શર ન પ્રગટતાં હોય !

**દેવ** : બ્હેનને ખીડતા ભાઈના હાથ
લોકવાણીની કવિતા તો કલ્પે છે એને.
પ્રભુવિહોણા જનકુલમાં
બાલક પ્રભુના પયગમ્બર છે;
જડ જેવા પૃથ્વીને પાટલે
બાલક ચેતનના ફૂવારા છે.
જલભર નવવર્ષાની વાદળીઓ છે;
મનુકુલના ભાવિ ભંડાર છે;
આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે.
બાલકોનો મહિમા મહાન છે;
ને એથી યે મહાન છે મહિમા
માનવમંજરીએ મ્હોરતી માતૃલતાનો.

**કાન્તિ** : ક્ષમા કરજો ! ગુરુરાજ !
માતૃભાવને માટે તો કોઈ કહે છે
પશુતાના ખેલનથી પશુઓનો પ્રસવ.

**દેવ** : પશુઓનાં પશુ જન્મે,
ને મનુષ્યોનાં મનુષ્ય, કુમારી !

બ્રહ્માંડમાં ભવ્યકર્મી સરજનહારી કો હોય
તો તે જનની કે જગજ્જનની.
શરીર સમર્પી શરીર ઘડે,
આત્મા સમર્પી આત્મા સરજે,
હૈયાનાં અમૃત ઢાલવી ઢાલવી
અમરોને ઉછંગમાં ઉછેરે,
એ મહાનુભાવ માતાની મોટપ.
દેહનાં કે દેહીનાં સૌન્દર્યસામર્થ્ય
નથી કેવળ નિજના ઉપભોગાર્થે,
માનવવેલના ફૂલન ને શોભન કાજે છે;
એ ઉદારચરિત માતૃજીવનનો સદ્બોધ.
વર્તમાનને તીરે ઉભી ભવિષ્ય રચતી,
મન્વન્તરોને સાંકળતી, માતાઓ
છે સૃષ્ટિવિકાસની સહાયક મહાદેવીઓ.
પૂજ્ય છે, પવિત્ર છે, પાવનકારિણી છે,
સૃષ્ટા સરિખડી વન્દનીય છે,
માનવગંગાની અખંડસ્રાવી તે ગંગોત્રીઓ.
કુમારી! અવળે માર્ગ મા ઉતરશો:
પ્રભુનો આદેશ છે કે
પ્રાણ ખર્ચી પુત્ર સૃજવા,
ને પુત્રને પીયૂષ પાઈ
મહાભાગ મનુષ્ય ખીલવવા.

કાન્ત : ને મનુષ્ય ખીલવી ખીલવી
નરકની અખંડઅગ્નિ ભઠ્ઠીમાં સળગાવવા.

દેવ! અંહીનો આજનો નરદેહ
તે કાલનો નારકી કે નારાયણ?

**દેવ** : પ્રભુના કણ સમી વસન્તકળીઓ પ્રગટે
તે મનમોહન ફૂલ ઉઘડવા,
ને જગતમાં પરાગ પરમવા.
બ્રહ્માંડની બહુરંગી વાડીમાં
ખડાં છે પૂર્ણિમા ને અમાસ.
મનુજ કો અમાસ લઈ ઓઢે,
એ પણ પ્રભુને કલંક?
અને પ્રલોભનો પૂજી પામી, પુત્રી!
માનવી નરકતમિસ્રા વાસે,
એમાં યે અવનીપતિને આળ?
જગતને જમણે હાથ અમૃતકટોરી
ને ડાબે હાથે છે વિષથાળ.
માનવી વિષ પ્રાશી મૃત્ય પામે
એ પ્રભુનું પાપ? બ્હેનાં!
ત્હો ય દેવકુલ કરમાતાં નથી હો!
નારકીનો યે નારાયણ જન્મે છે.
પાપ ઘોળી પીતા એ મૃત્યુશાયીને યે
પ્રભુ તો અમૃત પાઇ કરશે સજીવન.
સૃજન છે સ્વર્ગ વિસ્તારવા;
પ્રભુતા પાથરવાને છે સૃજનવિસ્તાર.
એ સરણીએ સૃજવા જોઇશે સંસારોને.

**કાન્તિ** : ત્ય્હારે, દેવવચની ગુરુદેવ!

એ સરણીએ શે સૃજાતા નથી સંસાર ?

દેવ : કારણ કે સંસારસૃજનારાંઓએ
સ્વર્ગ કલ્પ્યાં છે, દીઠાં નથી.
સંસારની સુન્દર વાડીમાં
સ્નેહલગ્નના મંડપ રોપાય,
એમનાં ફૂલની ફૂલમંડળીઓ રચાય,
તો માનવીના મન્દિરે મન્દિરે
સ્વર્ગ ને સ્વર્ગના સ્વામીની
ઝાંખી થાય તરશી આંખને.
જ્યહાં જ્યહાં સ્નેહલગ્ન છે,
ત્યહાં ત્યહાં સંસારમાં છે સ્વર્ગ.

ક્રાન્તિ : ને સ્નેહલગ્નનાં શમણાં યે ન હોય તો ?

દેવ : તો સરસ્વતીએ સ્વીકારી કૌમારદીક્ષા,
ને નારદજીએ લીધાં બ્રહ્મચર્ય ને જોગ.
કંઈ કંઈ એમ કૌમારને સેવશે, કુમારી !
ને છતાં મનુજના લગ્નના માંડવા
નથી સૂકાયા, ને નહીં સૂકાય,
પણ સદા સળગ્યા કરશે.
સંસારશાસ્ત્રીઓ સ્નેહલગ્નને નહીં સત્કારે
તો ફાલશે ખોટી લગ્નવેલો,
ને પરાગવિહોણાં ફૂલનામી ફૂલ જેવાં
જન્મશે ચેતનનષ્ટ બાલકનામી બાલકો.
મનુનો કો વંશજ પુણ્ય વાવે
તો પ્રભુતા પ્રફુલ્લે લુમે ને ઝૂમે;

ને ભૂલભૂલથી યે પાપ વાવે
તો નરક ઉઘાડે નિજનું અગ્નિમુખ.
માનવી ઉંચું નથી નિરખતો,
ઊંડું યે નથી નિહાળતો;
પણ આછોતરૂં જૂવે છે;
ને જૂવે છે ત્હેવું વાવે છે.
પ્રભુ તો છે પૃથ્વીના એક પડની પાછળ.
બ્રહ્મનું કેટલું તે બ્રહ્માંડ;
વિશ્વ છે પરમાત્માનો વિભુદેહ.
દેહમાં મોહભૂલ્યો નરક વાસે;
આત્માનો અમીર થાય સ્વર્ગનો સામન્ત.

**ક્રાન્તિ** : તો હેં દેવ! કોણ ત્ય્હારે
અઘોર–અઘોર એ નરકનો સરજનહાર?

**દેવ** : સૃષ્ટિનું સૃજનસૂત્ર એક જ છે;
કાંઈ યે નથી ત્હેની પાર, પુત્રી!
નથી અઘોર નરકે પણ.
અન્ધકાર અને અજવાળાં ઉભય
બ્રહ્માંડચોકમાં મૂક્યાં છે પ્રભુએ.
પ્રાણપ્રેરણાનુસાર લોકસમાજ
અન્ધકારની અવનત ગુફામાં,
કે અજવાળાંની અટારીએ બેસે છે જઇને.
શીતલતલ નીતિપન્થ પાડેલા છે
દયાસાગર એ સરજનહારે.
પ્રવાસી ભટકવા ઉતરે તો સ્વયંભાવથી,

ને કાંટા ભોંકાય તો વિપથના લ્હાવથી.
એ ભૂલાભમતા વટેમાર્ગુના યે
ગોખરૂના વ્રણુ રૂઝવશે કૃપાનાથ તો;
ને પન્થ પણુ પામશે એ પન્થી.
પૃથ્વીના પુણ્યપાપમાંથી યે અન્તે તો
ભસ્મ ખંખેરી ઉડે છે
સુન્દર દેવહુમાનું જ બાલપંખી.
નરકમાંની તિમિરમૂર્તિઓના ય નિરન્તર
સૂર્યચન્દ્રથી પણુ મહાપ્રતાપવાન
સરજાય છે પરમ જ્યોતિઓ.
પુણ્યશાળીનો બ્રહ્મજન્મ તત્ક્ષણુ છે
મૃત્યુની અમૃતઅંજલિ પીધે;
પાપશાળીનો પશ્ચાત્તાપની પળ પછી છે.
નરકવાસ એટલે પશ્ચાત્તાપનું ચિતાસ્નાન.
મનુ મહારાજના મહાભાગ વંશમાં
જન્મથી સૌ બ્રહ્મચર્યવ્રતી છે,
બ્રહ્મપ્રાપ્તિનાં સરખાં છે અધિકારી.
સ્વયંસંસ્કારે બ્રાહ્મણુત્વ કેળવે તો
માનવજન્મ છે બ્રહ્મજન્મ પામવાને.
બાલકનો મનુષ્ય ને મનુષ્યનો દેવ–
સૌ માનવદ્વિજના એ બે બ્રહ્મજન્મ:
પૃથ્વીમાંના કલ્યાણુકારી એ પુનર્જન્મ.
સૃજનમાં સર્વવાસી સર્વાધાર
નારાયણુ છે નરકમાં યે.

પાપનું મહિમાવાન પુણ્ય,
તમોઘનની પ્રસન્નરંગ જ્યોતિર્જ્વાલા,
મૃત્યુસાગરનાં સંજીવિની અમૃતસરોવર :
કોણ કરશે મહારાજ વિના ?
પાપનાં પતનતિમિરથી ન જૂવો,
પુણ્યના પુનરુદ્ધારથી નિહાળો :
રાજરાજેશ્વર છે સર્વસ્રષ્ટા.
સચરાચરમાં વિહરતો નાથ
અઘોર અઘોર નરકમાં પણ
પાપદાહક હુતાશભાવે,
પુણ્યપુનરુદ્ધારક પીયૂષભાવે
વિરાજે છે શોભાસુન્દર.
પ્રકાશપુત્રી ! વત્સા ગાયત્રી !
કાં જોવી પડી આજ આ નરકમીમાંસા ?

કાન્તિ : અન્તર વારંવાર કહે છે, દેવ !
દીકરીઓને દૂધપીતી કરતા
તે મહાદયાળુ હતા.
—સન્તાનોને દૂધપીતાં કરજો;
મા ઉછેરજો, માતાઓ ! ને પિતાઓ !
પણ ઉછેરનાં અમૃત પાઈ પાઈ
મા સીઝશો જીવનની ચિતામાં.
દેવ ! પૃથ્વીના પગથારે તો
લગ્ન એ જ નરક હશે ને ?

દેવ : વત્સે ! પૃથ્વીની પરિમલકુંજે તો

સ્નેહલગ્ન તે જ છે સાક્ષાત્ સ્વર્ગલોક :

પાંખડી આવી કાન્તિકુમારીને ફૂલડે
વધાવે છે, ચન્દનકુંકુમનો ચન્દ્રક કરે છે.

સૌભાગ્યસુધાનું નિત્યધામ,
પ્રભુતાનું પરમ મન્દિર.
ને મંડાય છે કંઈ કંઈને ભાગ્યે
સંસારલગ્નની યે વિકટ યાત્રા.
દેહલગ્નનાં તપોવનનાં તપસ્વીઓ
સંયમ સાધી, શીલ પાળી,
આત્માને ન વહી જવા દે ઈન્દ્રિયોમાં,
પણ આત્મામાં પરોવી રાખે ઈન્દ્રિયોને,
તે પુણ્યકર્મીઓ પ્રભુતામાં જ છે સદા.
સ્નેહનાં સતિયાંને વૈધવ્ય નથી કદી;
તેમ કૌમારે નથી, કુમારી !
આત્માના પુણ્યપવિત્ર અક્ષરધામમાં
શરીર ત્હેમને સાંભરતાં યે નથી.
પણ પુત્રી ! કુમારી ! ભગવતી !
આવતું ઘોડાપૂર દૂરથી ગાજે
એવું હૈયું ગાજે છે આજે ત્હમારૂં.

કાન્તિ : એવું, ને એથી યે અધિકું.
વીજળીના વજ્રપાત પ્હેલાના જાણે કાટકા.—
વનને તીર માંડયો છે આશ્રમ;
નગરમાં નહીં પધારો ? દેવ !
નરલોકનાં ચેતનને ચેતવવા ?

દેવ : આવશે, એ ધન્ય ઘડી યે આવશે.
સજ્જનોનાં આમન્ત્રણ અવગણાયાં છે કોઈથી ?
અન્તરનાં આવાહનનાં આકર્ષણ
અનેરાં–અનેરાં છે, બાલા !

કાન્તિ : વારૂ ત્યહારે, જીભથી નહીં,
ઉરથી આવાહન ઉચ્ચારશું.
પણ દેવ ! જમાડી ઠારી જમવા
આજે ન સાંપડયા અતિથિદેવ.
પાંખડીને તેડવા આવી છું :
તેડી જાઉં મ્હારે મન્દિરિયે ?

દેવ : પાંખડી ! જા પરિચિતને ત્યહાં,
ને થા, દીકરા ! અતિથિ.
બટુકો તો દેવઅતિથિ છે
અમ પૃથ્વીવાસીઓનાં સદ્‌ભાગ્યનાં.

કાન્તિ : બ્રહ્મચારીની પૂજા તે બ્રહ્મપૂજા સ્તો.

પાંખડી : પણ, હેં કાન્તિબ્હેન !
અનુપમ રાજઅતિથિ પુરમાં છે ને ?
પોયણાં જેવાં પોપચાં,
નીરઘેરા તો નયનતારલા,
ને રાજરાજેન્દ્ર શો ચાલતો :
જાણે સૂરજ આવતો હોય ને !
મ્હેં ય છાબ ઢોળી વધાવ્યા.
જમાડીને રોજ જમો, બ્હેન !
ત્હો પણ પુણ્યનો ઉલટે પારાવાર.

પેલી છોકરાંબ્હીવડાવતી જોગણને
ન તેડતાં હો કદી ય તે.

દેવ : અતિથિને તો, પાંખડી!
આવ્યે ઉર પાથરી આદર દેવાય.
તું તો બાલ અતિથિ:
દેવીની દેવમૂર્તિ જેવી,
પરમ રહસ્યની પોથી સમોવડી,
ત્હને તો લઇ જવાય માથે તેડીને.
જા, ને થા ઘડી મહેમાન.

કાન્તિ : ને વળી કાલે, પાંખડી!
આદરશું આપણે રાજઅતિથિને.

પાંખડી: ત્હમારૂં કસ્તૂરીમૃગ આપશો કોટી કરવાને?

કાન્તિ : કસ્તૂરી કૂહાડી જગતે ઢોળવાની હો
ત્હો યે ત્હને આપીશ, પાંખડી!
દેવ! ફૂલ પણ ખૂંચે છે હવે:
કાંટા યે ન ખૂંચે એવી આશિષ—

દેવ : માથે હાથ ફેરવતાં
પ્રભુ સદા કલ્યાણ કરશે, વત્સા!
વિશ્વમાં સૌજન્ય વધારાનું નથી
કે વિશ્વનાથ એને વહી જવા દે.

પાંખડી અને કાન્તિકુમારી જાય છે.

સુખિયા સંસારમાં એ દુખિયાંના બેલી!
—પણ સંસાર સારો સુખી છે?
ક્યાં શોધું સુખદુ:ખના ભેદના ભેદુઓને

કે શીખવે સૃજનનાં એ વમળ તરતાં ?
હા ! સંસારશાસ્ત્રનો મ્હારો અભ્યાસ
અધૂરો–અધૂરો ભાસે છે.
સર્વત્ર સુખમયતા તો નથી સંસારે.
જન્મ, જીવન, અને સંસારોનાં મૃત્યુ,
શોક, રુદન, અને ઉન્હાં ઉન્હાં આંસુ;
રે ! લોકલોકની માનસવેદનાઓ :
કોણ દેશે એ કોયડાની કૂંચીઓ ?
એક—એક મહાછત્ર લાધે,
તો ધરાવું એનો જગતને ઘુમ્મટ;
કે દુઃખની ઝડીઓએ ય પછી ન ભીંજાય.
એક એવી અનિલપાંખ આવે,
તો વીંઝું દુઃખના મેઘાડમ્બરમાં;
કે વિખેરાય ને વરસે જ નહીં
વિલાપની ધારાવાળાં એ વાદળ.
પણ દુઃખમાં યે દિલાસા છે :
દુઃખમાં યે છે દેવનાં દર્શન.
દુઃખનાં યે છે સૃજનવિકાસમાં સ્થાન.
કલાકાન્ત ત્હારી સૃજનયોજનામાં
કાંઇ યે નથી અહેતુક, મ્હારા નાથ !
આવો, દુઃખે પધારો,
ને કરો અમ કઠોરને કુમળાં.
સુખરંગી સુરેખ મુખડાં,
આનન્દથી આંજેલાં નયનો,

હર્ષે હીંચકતાં હઇડાં જોઈ જોઈ
આત્મામાં જામતાં'તાં શાન્તિનાં થર;
હવે દુઃખે મીઠું લાગે છે.
દેવનાં દામણું મ્હારા હૈયાને ભાવે.
સન્ધ્યાપુત્રી ચન્દ્રીના જેવાં
અલૌકિક સ્મિત સોહવતી,
નર્તતી, લાડતી, કલ્લોલતી,
મ્હારે પણ હતી ચન્દ્રિકા.
ઘડીક હાસી લાડી થાકી તે શમી.
પરમ ધામની મધુરી મેના,
મૃત માતાના અવશેષઅંશુ,
ખીલ્યા, સ્હોયા, પ્રકાશ્યા, આથમ્યા,
ને પોઢ્યા પિતૃકુંજમાં માતાની સ્હોડમાં.
દુઃખ દઈ દાસ કીધો, પ્રભો !
સ્વાર્થ લૂંટી પરમાર્થ પ્હેરાવ્યો, નાથ !
આંસુ પાઇ આંસુ લ્હોતાં શીખવ્યું;
એક બાલાનો પિતા મટાડી
અનેક બાલુડાંનો પિતા સ્થાપ્યો.
ત્હારી દીધી દીક્ષા, સ્વામી ! સ્વીકારૂં છું.
સમર્પણ હું લઈશ ત્હારૂં
સંવત્સરીની સન્ધ્યાએ,
પ્રિયના પરવની રાત્રીએ.
ત્હારી ઇચ્છા મ્હારી કરીશ, પરમેશ્વર !

---

# પ્રવેશનો સાર

## જયદેવના આશ્રમમાં જામેલું સ્હવાર

સ્નેહતીર્થને બદલે સંસાર સંગ્રામરૂપ બન્યો છે એ વાર્તા ચાલતી હોય છે એટલામાં પાંખડી બ્હારથી આવે છે. જયદેવને તે કહે છે કે વસન્ત બેઠી પણ ફૂલ ઓછાં ઉતરે છે, ને માર્ગમાં ભગવાં ભાળું છું ને કમ્પું છું. કદીક કદીક શ્મશાનમાં જાઉં ત્હારે મા સાંભરે. દેવ થોડુંક સ્હમજાવી દિલાસો દે છે.

અતિથિ ન મળવાથી પાંખડીને જમવા તેડવા કાન્તિકુમારી આવે છે, ને દેવને આત્માના થાકની કથા કહે છે. મ્હોટાં કરી લગ્નની અખંડ અગ્નિચિતામાં બાળવા બાલકોને લોક કેમ ઉછેરતા હશે એમ પૂછવાથી જયદેવ બાલકમહિમા ને માતૃમહિમા, તથા લગ્ન સૃજન તેમ જ નરકના કલ્યાણકારી શુભ હેતુ, વર્ણવી ખુલાં કરે છે.

પાંખડી કાન્તિકુમારીને ફૂલચન્દને વધાવે છે, ને પછી પાંખડીને સાથે લઇ કાન્તિકુમારી જાય છે.

સંસારશાસ્ત્રના અભ્યાસી જયદેવને આજના વાર્તાલાપથી પોતાનો અભ્યાસ અધૂરો લાગે છે. જૂનાં સ્મરણો સચેત થાય છે, ને પ્રભુનું સમર્પણ લેવા અન્તે નિશ્ચય કરે છે.

## ટીકા

સાગરતીરે વ્યૂહમંડાણુ : સાગરને તીરે કાન્તિકુમારી બાલકોને વ્યૂહખેલ શીખવતી હતી.

જયદેવ ત્હેનું માથું સૂંઘે છે : આશીર્વાદ દેવાની એ એક પુરાણી રીત છે.

રસલતા મા : પાંખડીની મા.

ભજન ગાયાં : શબવહન વેળા રડવાકૂટવાને બદલે ભજન ગાવાનો અમૃતપુરમાં ચાલ હતો.

મન્દિરમાં ઘંટા વગાડી : કોઇ પણ જીવાત્મા જગતની યાત્રાએ આવતો કે યાત્રા પૂરી કરી વિદાય લેતો ત્ય્હારે અનુક્રમે પ્રાતઃ કે સાયં એક વિશેષ આરતી અમૃતપુરના મન્દિરોમાં ઉતારતા.

ભસ્મને પિતૃકુંજમાં દાટી : શબને અગ્નિદાહ દઇ ભસ્મ વ્હેવડાવી દેવી, કે શબને પૃથ્વીમાં દફનાવી કબર ચણાવવી એ બે ય અન્ત્યેષ્ટિ સંસ્કારોમાં ગુણ અને અવગુણ છે. ઉભયના અવગુણ વર્જી, ગુણ સંઘરી, અમૃતપુરવાસીઓએ અન્ત્યેષ્ટિ સંસ્કાર એવો રચ્યો હતો કે શબને અગ્નિસ્નાન કરાવી ભસ્મને પ્રત્યેક કુલને માટે રાખેલા ખાસ સ્થાને દાટતા. એવા સ્થાનને પિતૃકુંજ કહેતા.

બ્હેનને મારે તે ભાઇના હાથ હાથિયા થોર થઇ ઉગે એવી લોકવાણી છે.

સ્વયં ભાવ=Free Will : મનુષ્યઆત્માની પોતાની સ્વતંત્ર ઇચ્છા.

હુમા : એક પંખી છે. ઇરાન તરફ એને માટે એવી કથા છે કે તે અવસાન વેળા રોવા માંડે છે, ને તે રુદનમાંથી જ્વાલા પ્રગટે છે. તે નિજ જ્વાલામાં પંખી પોતે બળી ખાખ થાય છે, અને ભસ્મમાંથી નવું હુમાનું બચ્ચું નીકળે છે.

હરરોજ એક અતિથિને જમાડી કાન્તિકુમારી જમતી.

ચન્દ્રિકા : જયદેવની મૃત્યુ પામેલી પુત્રી.

---

## પ્રવેશ ૫ મો

---

**સ્થલકાલ : ખંડેરમાં ભગવું સ્હવાર**

---

જોગણ : હિમાદ્રિમાલાની શુચિપાલવ કૌમુદી ઉપર
ઝઝૂમતા ઓ ધૂમકેતુ !
આ ત્હારૂં અઘોર એ ગીત.

બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખકુંજ સમ ઊંડું,
ત્હાં એકલો ઉડું;
જન, જગત, સૂર્ય સુહાગી જ્યોત્સ્ના : વિશ્વ બહુ રૂડું,
પણ એકલો ઉડું.

બીડયાં પ્રગટતાં પિંચ્છ મ્હેં, પડઘો પડયો 'અહાલેક,'
સુણ્યું સાધુઓએ 'ભેખ;'
હિમમાળ કેરાં શિખરશિખરે શબ્દ એ ઢૂંઢું :
હું એકલો ઉડું.

રસના ઉછળતા મોજ ! અયિ સૌન્દર્યના સિન્ધુ !
મુજ ખૂટિયાં બિન્દુ;
વિધુબાલ ! મા છબતી મ્હને, પડશે રખે કૂડું :
હું એકલો ઉડું.

ગર્જે મહાનદ ખીણુ ભરી, નભ એ ઝીલે ઝમકાર,
બીષણુ ઢળે જલધાર;
આઘી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ત્ય્હાં છોડું:
ને એકલો ઉડું.

લીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અવધૂત ઘોર,
તોડી જગતના તોર;
ભયભૂલણી જગજીભ છો ભાખે હવે ભૂંડું:
હું એકલો ઉડું.

મૂંઝવે મનુજને એવી આ વનવન વહે એકાન્ત,
પશુબોલ પડિયા શાન્ત;
અંધોળ કરી આનન્દના વાઘા વિરલ ઓઢું:
ને એકલો ઉડું.

સુન્દર ભલે સૃષ્ટિ હજો મનમોહિની અભિરામ,
ન્યારાં અમારાં ધામ;
એકાકી આભે ઉતરી, એકાકી ભમી, બૂડું:
હું એકલો ઉડું.

જોગી, વિધવા, ને ધૂમકેતુ
એકલાં ને અબધૂત ભરવસ્તીમાં યે;
ભય પમાડે ને ભજન કરાવે.
પ્રભુએ સધવા ન રાખી તે વિધવા:
'પ્રભુને ગમે તે સમે સર્વ સ્હેવું.'
મણિમંડિત આકાશને પાટે
ધૂમકેતુ કલા સંકેલી વિચરતો:

કૂર્મનાં અંગો સરિખડી
મ્હેં પણ ઇન્દ્રિયો સંકેલી,
ભગવો ભેખ પ્હેરી પ્રભુવ્રત લીધાં.
હા ! મ્હારી માતૃભૂમિ ! મ્હારા આર્યાવર્ત !
ત્હારે કાજે મ્હેં કફની ઓઢી.
જગજ્જલપ્રમત્ત સંસારબાલાને
તે ભયંકર ભાસશે, કૂડું પડશે.
પુરુષાર્થપર તે પ્રારબ્ધઅંક,
ને શ્રમસાધ્ય નથી તે વિધિનિષેધ :
પ્રભુજી રાખે તેમ રહેવું તે ધર્મમન્ત્ર.
મ્હેં દીક્ષા લીધી, નાથ ! ત્હારી.
હિન્દને હવે સજીશ સ્વર્ગનું ઉદ્યાન,
ને દેવો આવી રમશે એમાં.
હા ! સૌ વિધવા ધર્મદીક્ષા લે તો
મ્હારે દેશ સાધ્વીઓનાં વન વાધે.
સરસ્વતી, ધન્વન્તરી, ને હરિનાં મન્દિરો—

જયદેવ, કાન્તિકુમારી ને પ્રમદાસુન્દરી દર્શને આવે છે.

કાન્તિ : ગુફા અને ખંડેર જોઇ જોઇ
અણદીઠા ભયકમ્પે હું કમ્પતી :
આજ એમાં પ્રવેશું છું, ગુરુદેવ !

દેવ : પ્રભુના જોગી જ્યહાં વસે
ત્યહાં અડગ પગલે પધારો.

જોગણને નમન નમી આશીર્વાદ પામી સૌ બેસે છે.

પ્રમદા : શું બોલતાં હતાં ત્‍હમે?
-સાધ્વીઓનાં વન વાધે?
ત્‍હેમાં સંસારને શો લાભ?

જોગણુ : અમથી-અમથી, સુન્દરી!
એ તો કર્મકથામાં દેશકથા,
ને આત્માના ઊંડા અભિલાષ.
વાંછના ને વાસનાની વિભૂતિનાં
કંઈ અક્ષયપાત્ર ભર્યાં છે
કે માગીએ એટલાં મળે?
સૃષ્ટિ એટલે જ સીમા અને શોભા.

દેવ : સદસદ્ સૌ વાંછના ફળે
એ તો અનિષ્ટની ઘડી.
ફલનવિવેકના પણ નિયમો છે.
સાધુજન! કોણ છો આપ?
ક્ય્‍હાંથી વિહરતા પધારો છો?
સદ્‍બોધ પમરતી જીવનકથામાંથી
બોધશોજી કંઈક?

જોગણુ : ઋષિરાજ! દર્શનથી પણ ઠારો છો,
શબ્દમાં પણ શાંતિ વરસો છો.
દુઃખ પણ મ્હને મધુરાં લાગે છે;
મ્હારી કથા તો છે શોકની.
પૂર્વાશ્રમ માત્ર આહ્નિક હતું,
સ્નાનસન્ધ્યાથી શુદ્ધિ સાધી;

રાજયોગના વ્યૂહ હવે માંડવાના છે.
રઘુવીરની પુરાણ પુણ્યનગરી,
સ્વતન્ત્રતાસુહાગી નેપાલ દેશ,
ને બુદ્ધદેવનાં નીતિમન્દિરોની વચમાં
છે મ્હારા પિતાની ભૂમિ.
હવે મ્હને સૌ નેપાળી જોગણ કહે છે.
એક પ્રસંગ એ જ મ્હારૂં જીવન :
લગ્નમાં સંક્રાન્તે છે સકલ ભૂતકાલ.

**કાન્તિ** : સાધુસાધ્વીઓનાં લગ્નોની લગ્નકથા
સુન્દર સાધુતાથી હોય સોહાતી;
સંસારનાં તો સંસારલગ્ન.
માજી ! માંડીને કરજો એ વાત;
સંસારીઓ શીખીએ તો કંઈક ત્હેમાંથી.

**જોગણ** : બેટા ! સાંભળ ત્હારે એ
શાપિત કે દીક્ષિતની કથા.
કૌમાર ખેલી હું યૌવનખોળે બેઠી.
માતતાતનું સુખ અધૂરૂં હતું.
મ્હારા જીવનનિયન્તા પ્રાણનાથ
એકલે હાથે મ્હેં શોધ્યા.
દેવ જેવા કાન્તિવાન, અને
ઉંચું જોયે અમી પાય એવા
હૃદયમાં હૃદયરાજ મ્હેં પધરાવ્યા,
ને પ્રાણને પૂજાપે લાગી પૂજવા.
પુણ્ય નહીં પહોંચતાં હોય મ્હારાં

કે આત્મન્ મ્હારો હશે પ્રભુદીક્ષિત :
લગ્નની સ્હવારે મ્હારા પ્રાણનાથ
ઉપર પર્વતોમાં ગયા
લગ્નમાલાનાં ફૂલ વીણવાને.
અમારા દેશમાં સેવકસંસ્થા નથી.
વિષ નીંગળતો કાળો નાગ
નીકળ્યો કાળમીટમાંથી, ને કરડ્યો.
તપ પૂરાં થયાં હશે ત્હેમનાં :
ખરતા તારા જેવા જોતજોતામાં તો
ગયા આકાશ વીંધીને અન્દર.
પાછળ મ્હારા હૃદયદેશે
મૂક્યા સ્મરણના ચિરંજીવી પ્રકાશ.

દેવ : ધર્મદેવના અતિથિનું કલ્યાણ થાવ !

કાન્તિપ્રમદા: અસ્તુ : અસ્તુ : અસ્તુ.

દેવ : સદ્ગતિ સાધતા મહાત્માઓને માટે
આંસુની અંજલિ શી ? સાધુનન્દિની !

જોગણ : અશ્રુ નથી મ્હારા સૌભાગ્યસ્વાર્થ માટે.
પ્રભુદેશે આ દેહ નથી
દેહનાં સ્વપ્નાં પણ નથી.
સ્નેહ કદી સૂકાતો નથી,
ને જોગનો આનન્દ છે અનેરો.
માનવી માનવીના સ્વધર્મ છે,

ને પ્રત્યેકના છે પૃથક્ પૃથક્ :
અને સૌ દીક્ષિતો છે સ્વધર્મનાં.
स्वे स्वे कर्मण्यभिरत :
संसिद्धिं लभते नर :
એ સિદ્ધિસાધનાનો મન્ત્ર :
ને હું ય અભિનન્દું છું
એ મહામન્ત્રનો મહાઆદેશ.
પણ, ઓ પ્રભુનાં પુણ્યવન્તાંઓ !
એક પગે મ્હારે હવે
હિન્દયાત્રા કરવી પડે છે.
ભારતને એકને બદલે, સન્તજી !
બે પાંખો ઉપર અમે ઉડાવત.

કાન્તિ : ત્હમે હવે શું કરો છો ? દેવિ !

જોગણ : પછી હું નેપાળ દેશમાં ઉતરી, બાલા !
છોડથી ખરેલી કળી સમોવડું
મ્હારૂં મુખ ઢંકાયું ધૂળમાં.
તાતવ્હોણી, નાથવ્હોણી, પુત્રવ્હોણી,
નિરાધાર જેવી રવડતી હું :
જાણે વરસી રહેલી વાદળી.
જીવમાં જીવન ચેતવવા પછી
વીરમાતા નેપાળ ભૂમિમાંથી
વાગ્દાન દીધું એક વીરમુગટને.
દેહનો કોલ દેવો હતો, સન્તજી !

પણ પ્રાણ પરવશ ન્હોતા પડતા;
એ તો એક લઈ ઉડી ગયો હતો.
અરેરે ! લલાટપત્ર વિધિએ લખ્યું
ને તિમિરે લૂછ્યું હશે.
એવી જ મ્હને છોડી તે છૂટ્યો,
ને મધ્યએશિયાના મેદાનોમાં
સમશેર બહાદુર ગયો સંગ્રામ ખેડવાને.
વાટડી નિહાળતાં નયનો
કેટલેક વર્ષે મ્હેં વાળી લીધાં,
વૈધવ્યદીક્ષા ને પ્રભુવ્રત પીધાં,
ને પ્રજાસેવામાં સમર્પ્યા મ્હારા પ્રાણપિંડ.
પુનર્લગ્ન એક જ નથી વિધવાનો ઉદ્ધાર
એ અનુભવથી શીખી, બ્હેનો !
બે–બે લગ્ને હું કુંવારી છું,
બે–બે નાથે હું અનાથ છું.
પ્રભુએ સધવા ન રાખી
તે એકાકિની વિધવા, સુન્દરીઓ !

કાન્તિ : ને પરમાર્થભાવી વિધવા તે સંન્યાસિની :
નહીં ? દેવિ ! એમ જ ને ?

જોગણ : काम्यानां कर्मणां न्यासं
संन्यासं कवयो विदु :;
એમ જ, એમ જ, મેધાવિનિ !
ત્હમે પણ કવિ લાગો છો.

દેવ : સાધુજન ! હિન્દયાત્રા કેટલીક કીધી ?
પૃથ્વીનાં તીર્થ કરવાનાં હશે.

જોગણ : નરકેસરી સુરેન્દ્ર બાબુનાં
દર્શન લીધાં ભાગીરથીતીરે :
ઉપર મૈયાનો ધ્વજ પૂરલહરે લહરતો.
બ્રહ્મવાક્ય સમું સ્પષ્ટ થયું ત્ય્હાં મ્હને
પ્રજાભાવનું સૃષ્ટિસંકેતમાં સ્થાન.
પ્રયાગક્ષેત્રે રાજર્ષિ માધવરાજની
મનભર પીધી હતી ગોષ્ઠિપ્રેરણા,
ને જૂનાં ઉપર નવું ભાષ્ય રચવા
મહાત્મા સન્મુખ વાંચી હતી વિનતિ.
સખી સરલાની યે જ્વાલા જોઈ.
સુન્દરીસંઘમાં વેદિ માંડી
એ દેવહુતાશ પ્રગટાવવાનો વિધિ
સાથે બેશી મહાભારતમાં શોધ્યો.
ધર્મધનુર્ધર સ્વામીજી વિવેકાનન્દ
ને વેદટંકારકારી સ્વામી દયાનન્દજી :
એ મહારાજયોગીઓનાં દર્શનની
વાંછા વણમ્હોરી જ રહી ગઈ,
ને વચમાં પડ્યો કાળનો પડદો.
મહાજનોની તેજસ નક્ષત્રમાલાઓ,
વિધવિધરંગી કંઈક રાશિમંડલો,
એકાન્તપ્રિય કો એકાકી તારલો,
ગ્રહ, ઉપગ્રહનાં જ્યોતિર્બિન્દુ,

નયણાં ભરી નિરખું છું ને નિરખ્યાં,
ને હૈડાનાં હેત વડે વધાવ્યાં.
દેશસેવાનો દિનકર ઉગે છે;
માતૃપૂજાનો યુગ મંડાયો છે;
ને ઠામ ઠામ ઝળહળે છે
યુગનો પ્રાણચેતક મહિમા.
નથી—હજી નથી પ્રગટ્યા
કુલકુલમાં માતૃભાવના એ ધૂપ,
કે નૈવેદ્ય નથી ધરાવાતાં:
—ને એ કાળે આવશે. આઘો નથી.—
પણ દેશનાં દેવાલયોમાં તો
ઘંટા વાગી છે મંગલા આરતીની,
સન્તમહન્તો ગાય છે પ્રભાતિયાં.
સૌનું શુભ થાવ, સૌ દેશસેવક છે;
યથાશક્તિમતિ અન્ધકાર અજવાળે છે,
નિદ્રામાંથી ચેતનમાં દોરે છે.
મ્હારે તો સૌ શું સ્નેહ છે, સન્તજી!
પુણ્યપ્રભુની પ્રતિષ્ઠાએ પ્રતિષ્ઠાએ
અધ્વર્યુ કે વરુણી થાઉં છું,
સદ્શાસ્ત્રની કથાએ કથાએ
શ્રોતા કે પુરાણી હોઉં છું;
સકલ મંગલ પૂજાવિધાનમાં
પૂજારી થઈ પૂજ્યભાવ પોષું છું.
પ્રભુ અને પુણ્યની ઉપાસક,

શયતાન અને પાપની છું ઉદ્ધારક.
કય્હાંક સંપ સ્થાપું છું,
કય્હાંક પ્રેરણા પાઉં છું,
કય્હાંક મલમપટા બાંધું છું,
કય્હાંક જીવન ને શુદ્ધિ જગાડું છું;
અને એમ દેહ ને દેહીની
સેવા સાધું છું, પ્રભુપ્રેમીઓ !

દેવ : સેવા તો છે સાધુઓનું સર્વસ્વ;
પરમાર્થ તો પ્રભુતા પોતે જ.
ચિરંજીવી હો સેવાધર્મનાં સાધુસન્તો.

જોગણ : મનુબાલક તે શું મલકાશે ?
સો સો હાથે સેવા સજીયે,
પણ અધૂરી, અધૂરી સદા :
પરમાર્થધામે ગુડાકેશ બ્રહ્મચારીઓ કય્હાં ?
કેટલાં ય આશ્રમ હજી સૂના-સૂના છે.
બ્રહ્મચર્યની બાંગ પુકારો;
બ્રહ્મચારીનો ભીષ્મ બનશે.

કાન્તિ : અમૃતપુરમાં પગલાં કરી
માજી ! ધન્ય કીધાં અમને.
હવે શા છે અભિલાષ ? સાધ્વી !

જોગણ : અભિલાષ તો ઊંડા હોય સૌના, પુત્રી !
સંકલ્પમાં માયાબન્ધન છે,
પણ પરમાર્થનાં પુણ્ય તે છોડવે.
અકબરશાહના શ્રાદ્ધ સમી બ્રહ્મસમાજ,

નાનકના હુતાશ સમી શિખસમાજ,
પિતૃઓના પડઘા સમી આર્યસમાજ :
ભેદાભેદ ભૂલવતી પુરી,
ધર્મની વસન્તવેલ સમી વણારસી,
સૌંદર્યવાડી જેવો યમુનાનો તીર
ને પ્રેમભક્તિના પરિમલવન્તી વૃન્દાવનની કુંજ :
આદ્ય યોગીની અઘોર કૈલાસગુફા,
ને વૈરાગ્યની વીર હાકલ પાડતો
બહાદુર ઉદાસી સંપ્રદાય :
આછાંપાતળાં, નવાં–જૂનાં
સઉ પુણ્યતીર્થમાંથી પુણ્યભાવ વીણતી
સિન્ધુનદને ઉર વહતી આવી છું અહીં.
પ્રાન્તે પ્રાન્તે વાસું છું ઋતુવાસ.
કેટલાક ફરી છું, કેટલાક ફરવાના છે.
સદ્‌ભાવી છો તે સત્કારો છો,
પુણ્યશાળી છો તે પાળો છો
પ્રભુના ભેખધારીને.
જીવનઅવધ દીર્ઘ હશે
તો ધરિત્રી માતાની પ્રદક્ષિણા
પણ છે ધર્મકર્તવ્ય.
અમેરિકાનાં નવયૌવન કલાકૌશલ્ય
ને વોશિંગ્ટને પુનઃ સિદ્ધ કરેલી પ્રજાસત્તા,
ફ્રાન્સમાંનાં જુલ્મજહાંગીરીનાં ખંડેર,
બ્રિટનનું વયોવૃદ્ધ શાણું મહાજન,

જર્મન જહાજનું ભરસાગરે સાહસ,
જાપાનનાં જયરંગી કેસરિયાં,
ઉપર વિસ્તરતો વેદકીર્તિત ઉષાખંડ,
ગ્રીસમિસરના પુરાણ કીર્તિલેખ,
ઇશૂમહમ્મદની જગજાહ્નવીઓનાં ગંગોત્રીતીર્થ,
કે દીનબન્ધુ ટોલસ્ટોય સમોવડા
દૂરવાસી મહાત્માઓનાં દર્શન :
સૌ જોવાં ને જીવનમાં જીરવવાં,
આત્મામાં અનુભવી, મન્થી,
મ્હારા દેશને એ અનુભવની
પુણ્યઅર્ચના કરવા વહું છું જીવન.
પણ દૂર છે, દૂર છે એ સૌ.
સ્થલકાલનાં ન્હાનાંમ્હોટાં રણ
આડાં ઉભાં છે અન્તરાયે.
સમાધિનાં ચેતનપર્યટન સધાશે,
આત્મા ઉડશે બ્રહ્માંડે ને બહાર હદબેહદમાં,
ને દિવ્યં દદામિ તે ચક્ષુનું
કૃપાદાન પામીશ પ્રભુનું :
રાજયોગની પ્રવૃત્તિની પાંખ પ્રગટશે—
પણ હા ! ભૂમિશ્રેષ્ટ પ્રિય ભારત !
વિધાત્રીએ ત્હારા ભાગ્યલેખ
આછે કુંકુમે લખ્યા લાગે છે હજી.

ક્રાન્તિ : ઉષાની યે, માજી !
આછા કુંકુમની હોય છે પીયળ;

ત્હો યે ત્હેમાંથી પ્રગટે છે દિનમણિ.

પ્રમદા : 'ભૂમિશ્રેષ્ટ પ્રિય ભારત!'
ઉન્માદના અર્થહીન બકવા.
આજકાલ ભર્યું છે એ જુઠાણું
પૃથ્વીવાસી પ્રત્યેક પ્રજાનાં મુખમાં;
ને ગાંડા ગોધાની માફક
આરડે છે સૌ વસ્તીની વચ્ચે.

જોગણ : સુન્દરી! ત્હમે ય એ ભૂલને ન અનુસરો,
ને સ્વરને સદા સુન્દર રાખો દેવનો.
ને કહો છો તે ભૂલ હોય
ત્હો ય તે ભૂલ છે સ્નેહની:
પૂર્વજો પ્રત્યેના પૂજ્યભાવની ભૂલ છે.
એ ભૂલે દાખવે છે અન્તરની ઉચ્ચતા.
અને માતૃદેવ ને પિતૃદેવની ભાવના
મનુષ્યબાલકમાં રહેશે ત્ય્હાં સૂધી
ચિરંજીવ રહેવાની એ ભૂલ.

પ્રમદા : તો પછી, ઓ સાધ્વીજી!
સૌ પ્રજાઓમાં સાચું કોણ?

જોગણ : એ તો સૌ પ્રજાના ઇતિહાસ બોલે.
ભારતનાં માટીનાં પડ જોવાં
સ્હેલાં છે માટીની આંખને;
મંહીનો હીરો તો હીરાપારખ પારખે.
છીપવીંધી દૃષ્ટિના દ્રષ્ટાને દેખાશે
કે છીપમાં મોતી છે કે નથી.

ધાબાં તો સૂર્યને ય છે;
તેથી ભાસ્કરના ભર્ગ મટી
થયા ઊંડા અન્ધકાર ?
પ્રકાશ શો સ્પષ્ટ છે આપણો ઈતિહાસ.
પશ્ચિમના પાયા માંડનાર
વૃદ્ધ મહાવીર ગ્રીસ અને રોમનાં
ભારતે હીંચોળ્યાં હતાં પારણાં;
પુરાણા મિસર અને બાબિલોનિયાની
ભારત છે મ્હોટી બ્હેન.
પ્રાચીનોમાં યે પ્રાચીન,
પૃથ્વીની પ્હેલી પુત્રી
છે આર્યાવર્તની આર્ય પ્રજા.
જગતના મહાધર્મોની ધાત્રી,
પૃથ્વીના તત્ત્વજ્ઞાનની જનની,
પ્રેમશૌર્યના રણશીંગડા સરિખડી
ગગનભેદી સદા કવિતા ગાતી,
વેદોચ્ચારિણી યશસ્વિની અંબા
ભારતમાતા બીજી નથી અવની ઉપર
એના વિજયટંકાર રક્તરંગી નથી ;
દેહના નહીં; પણ દૈવી છે,
આત્માની પરમ શાન્તિના છે.
જડના નથી, ચેતનના છે,
માટે જ દૃશ્ય છે ચેતનદૃષ્ટાને.
યુગયુગથી લૂંટાય ત્હો ય
સદા શણગારવતી શોભતી :

સૈકે સૈકે ધવાય હ્‌હોય
સહાની એ સઞ્જીવન.
નક્ષત્રમાલાની પરંપરા સમી
હ્‌હેના ધર્મોદ્ધારકોની પરંપરા
બીજું આકાશ હોય
તો દાખવાય હ્‌હેમાં.
સમસ્ત દુનિયાના ઇતિહાસનું
મધ્યબિન્દુ છે એશિયા :
ને ભરતખંડની મહાકથા છે
એશિયાના ઇતિહાસનું કેન્દ્ર.
પૂર્વ અને પશ્ચિમનાં પલ્લાંની
દાંડી ભારત છે;
ને ઉભય ગોલાર્ધની દૈવી સંપત્તિ
તોળશે તે નજીકના ભવિષ્યમાં.
માનવી હ્‌હેને દેશ નથી ભાખતા :
ખંડની મહત્તાનું માન અર્પી
સ્વીકારે છે સૌ દેશોમાં તેનું શ્રેષ્ઠત્વ.
પૃથ્વીને પોષી છે ભૂતકાળમાં,
ને પોષશે ભવિષ્યમાં યે આપણું ભારત
હ્‌હેના છીછરા આત્માનો જુવાળ.
મનુષ્યના જન્મકાળથી હ્‌હેની દૃષ્ટિ
હિન્દ ભણી વળેલી છે.
લોભ ને લલુતાનાં લોચન
લાખો તલપી રહેલાં છે,
ને માનવમહાભારતના મહાપ્રસ્થાન સૂધી
ત્‍હ્યાં ચોંટયાં રહેશે તે નયનો.

દુનિયાના ઈતિહાસની વિધાતા;
સંસારશાસ્ત્રના પ્રયોગોની પ્રયોગશાલા;
ફિલસુફીની પાઠશાલા, ધર્મનું મહામન્દિર,
દેવોનો પ્રિયતમ વાસ :
નથી અવનીને તલ, સુન્દરીઓ !
ભારત સમો બીજો અધ્યાત્મખંડ.
જેવાં ત્હેના અદ્વિતીય છે ગિરિશિખરો,
પૃથ્વીથી પર ને નભોમંડલની નજીક,
ઉન્નત, ને યુગયુગથી અખંડ યોગધારી,
ત્હેવા છે ત્હેના અદ્વિતીય માનવમુગટો.
સૃજન સર્વ સહેતુક છે;
ને હિન્દનું સૃજને નથી નિષ્ફળ.
અવનીના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થે
જન્માવી છે ભારતમાતા જગન્નાથે,
ને જીવતી રાખી છે હજી યે.
જીવતી ર્‌હેશે, ને જીતશે :
सत्यमेव जयते, नानृतम्.
અઘરા છે જાણવા પોતાના અવગુણ,
અહીં અને બધે ય તે,
આજ અને સદાસર્વદા;
પણ એથી યે અઘરૂં છે, દીકરીઓ !
પોતાના સાચા ગુણ જાણવા તે.

ગુફાના મુખ આગળ ઇન્દુકુમાર આવે છે.

ઇન્દુ : આ એ જ વડલો.
ઘનઘુમ્મટ જેવો ઉભો છે જોગી.

સન્ધ્યા આથમતી હોય
ને આકાશમાં પ્રકટતાં રંગનાં ઝરણો,
શાન્ત શીતલ ઉજાસમાં ત્હારે
નીચે ફુલમંડલિ કલ્લોલતી :
જાણે બુલબુલબેઠી ગુલાબની ઘટા.
તૂટેલી માલાના મણકા જેવું
હા ! સઉ વીખરાઈ ગયું.
ગ્રીષ્મની એક વહ્નિજ્વાલ વાઈ,
ને આમ્રમંજરીને દાહ દઈ વેરી.
ગાજતી નવસર સારંગી ફૂટે,
વિશાલશાખા વૃક્ષરાજ રસાતલ સૂવે,
કો રાજવીનાં રાજશબ રહે,
ને તે પણ ચિતામાં ભસ્મરાશિ થાય :
હા ! એ હવેલીનાં ખંડેર ! એ ગુફા !—
ગુફામાં નજર કરે છે. ચમકીને
અરે ! કોણ છે મંહી ?
કાન્તિકુમારી ને પાછળ જોગણ !

પ્રમદા : ત્હમે જૂના જોગી કે નવા ?

જોગણ : કૈલાસના જટાજૂથ જેટલો
જોગ છે જૂનો, બાલે !
ને ધુણીઓ અને ખાખીઓ
તો યુગે યુગે નવલાં :
પ્રગટ પ્રભુની કલાઓની પેઠે.
પુરાણ પૃથ્વીમાં નવમેઘ ઉતરશે
ત્હારે પૃથ્વી થશે વિમલ ને સફલ.

ઇન્દુ : સ્નેહપૂતળીનાં દર્શન પછી
કેમ રુચશે વૈરાગ્યની કથા ?
નિર્માણ ! જગતના જુલમ !
સ્નેહ પાઇને જ કફની ઓઢાડવી :
વિધાતા ! એ શા ત્હારા સંકેત ?

કાન્તિ : કાલે વસન્તપૂર્ણિમા છે,
યશોદમ્પતીની લગ્નતિથિ છે.
હમણાં આવશે, ને ક્‌હાવ્યું છે મુજ સંગે:
ભિક્ષા લઈ ઉપકૃત કરશો ?
દેવ પણ પધારનાર છે.

જોગણ : યશોદમ્પતી ? હા, હા :
પાઠશાલા ને અન્નસત્રના નિયન્તા ને ?
અભ્યાગતના આત્મા અને દેહ
ઉભયને પોષે છે એ પ્રભુનાં જન.
આવી ગયાં, આમંત્રી ગયાં.
સાધુસન્તનો જ્યહાં સત્સંગ,
અમારા તો ત્યહાં અડીંગા જ છે.

કાન્તિ : આશીર્વાદ માજી ! અમને.

જોગણ : સફલજીવિની થાવ, બેટા !
સૌનો જીવનહેતુ સિદ્ધ હો !

નમન નમી દર્શને આવેલાં સહુ હડે છે. જોગણ પાનાંપુસ્તક સંભાળે છે. ઇન્દુકુમાર સ્હામે મળે છે.

કાન્ત : પ્રમદા ! પ્રમદા ! ભાભી !
હીરો તો ખૂંચે છે હૈયે.

પ્રમદા : ચન્દ્રક તો ઘટે ત્યહાં શોભે.

કાન્તિ : મ્હારો પડી જાય; ખોઈ બેસું તો ?

પ્રમદા : એમ પડતા હશે સ્તો ?
મોંઘાનાં મન મા કરીએ તો.
લાવો, હું ચ્હોડું.

ચોળીમાંથી ચન્દ્રક લઈ પ્રમદાસુન્દરી ચ્હોડે છે. કાન્તિકુમારી મૂછી ઉઠે છે.

કાન્તિ : ભાભી ! આડો ચ્હોડયો અન્તે તો.
લાવ, હું મ્હારે ચ્હોડીશ.

પ્રમદા : પીંપળાના પાન સમું ધ્રૂજવું,
પળની યે દૃઢતા નહીં,
ને મનગમતા ચન્દ્રક ચ્હોડવા.

ઇન્દુકુમાર જોગણને નમી પુસ્તક ઉઘાડે છે.

કાન્તિ : ર્‌હેવા દે, ભાભી ! ર્‌હેવા દે ચ્હોડવો.
દૈવ ! ચન્દ્રકની આવી રીત
કોણે ચલાવી હશે પૃથ્વીલોકમાં ?

ત્રણે જાય છે.

જોગણ : કય્હાંથી અધ્યયન બાકી છે ?
વાંચો, અર્થ સ્હમજો, યુવરાજ !

ઈન્દુ : मा फलेषु कदाचन.

---

# પ્રવેશનો સાર

ખંડેરમાં ભગવું સ્હવાર : માઘની શુક્લ ચતુર્દશી.

હિમાલય ઉપર દીઠેલા ધૂમકેતુનું સ્મરણ કરતી નેપાળી જોગણ કર્મકથા વિચારતી હોય છે ત્હાં જયદેવ, કાન્તિકુમારી, અને પ્રમદાસુન્દરી દર્શને આવે છે. સઉ ત્હેને પૂછે છે ને જોગણ પોતાના ઇતિહાસ ને અભિલાષ કહે છે. હિન્દના ઇતિહાસનું અવલોકન કરી ભવિષ્યરેખા યે કંઇક દોરે છે. વસન્તપૂર્ણિમાએ યશદમ્પતીને ત્હાંનું ભિક્ષાનું નિમન્ત્રણ આપી સઉ ઉઠે છે.

હમેશની રીતે ગીતા વાંચવા ઇન્દુકુમાર આવે છે, તે ત્હેમને સ્હામે મળે છે.

કાન્તિકુમારીનો હીરાનો ચાંલ્લો પડી જવાની બીકથી હૈયામાં સાચવી મૂક્યો હતો તે ખૂંચવા માંડયો; એટલે પ્રમદાસુન્દરીને તે આપી ચ્હોડવા કહ્યું, પણ આડો ચ્હોડાયો. કાન્તિકુમારી કહે રૂહેવા દે, હું મ્હારે હાથે ચ્હોડીશ. એમ સૌ જાય છે.

ઇન્દુકુમાર ગીતાપાઠ કરવા બેસે છે.

## ટીકા

બીડ્યાં પ્રગટતાં પિંચ્છ મ્હેં વિ. પીછાં બીડતાં 'અહાલેક' એવો શબ્દ થયો, અને સાધુલોકે એના અન્ત્યાક્ષરોનો પડઘો 'ભેખ' સાંભળ્યો.

વિધુબાલ=ચન્દ્રબાલા.

ભયભૂલણી=ભયથી ભૂલતી.

કૂર્મના અંગો સરિખડી : ગીતા : અ. ૨, શ્લો. ૫૮.

પૂર્વાશ્રમ માત્ર આહ્નિક હતું : સંન્યાસ પ્હેલાંનું મ્હારૂં આયુષ્ય જીવનના દિનનું માત્ર પ્રાતઃકર્મ હતું, અને મધ્યાહ્નની કર્તવ્યની તૈયારી ફક્ત હતી.

**स्वे स्वे कर्मण्यभिरत** : વિ.=સૌ સૌનાં કર્મમાં રંગી પામે સંસિદ્ધિ માનવો. ગીતા અ. ૧૮, શ્લો. ૪૫.

**काम्यानां कर्मणां** વિ.=સકામ કર્મનો ત્યાગ, સુજ્ઞો સંન્યાસ તે કહે. ગીતા : અ. ૧૮, શ્લો. ૨.

સુરેન્દ્ર બાબુ=દેશ ભરી પ્રજાભાવનો પડઘો પાડનાર બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.

માધવરાજ=દેશહિતચિન્તક માધવ ગોવિન્દ રાનડે.

સખી સરલા : પૂર્વે કુમારી સરલાદેવી ઘોસલ; હાલ અ. સૌ. સરલાદેવી ચૌધરાણી.

ગુડાકેશ=નિદ્રાને જીતનાર, અર્જુન જેવા.

**ઇશુમહમ્મદની જગજાહ્નવીઓનાં ગંગોત્રીતીર્થ**=ખ્રીસ્તી ધર્મના સંસ્થાપક પરમ સાધુ ઇશૂ ખ્રીસ્ત અને ઇસ્લામના સંસ્થાપક ધર્મવીર મહમ્મદ પયગમ્બરની જગઉદ્ધારતી ધર્મની ગંગાઓનાં મૂલસ્થાન.

પૃથ્વીવાસી પ્રત્યેક પ્રજાના મુખમાં : પોતે પ્રભુની ખાસ માનીતી પ્રજા છે એવી યાહુદીઓની માન્યતા, પોતાનું સ્વર્ગીય સામ્રાજ્ય છે એમ ચીનાઓનું કહેવું, Anglo-Saxon Race નો અહંભાવ, અને White Man's Burdenની બાંગ: આવા બધા બોલની પ્રમદાસુન્દરી અહીં સૂચના કરે છે.

જગતના મહાધર્મોની ધાત્રી=વર્તમાન જગત્‌ના ચાર મુખ્ય ધર્મો : હિન્દુ, મુસલમાન, બૌદ્ધ અને ખ્રીસ્તી. આમાં હિન્દુધર્મ અને બૌદ્ધધર્મનાં મૂળ તો ભરતખંડમાં નિર્વિવાદ જ છે. ઇસ્લામ ઉપર ઇસા નબીના ધર્મશિક્ષણની અસર પણ જાણીતી છે. ખ્રીસ્તની કથામાં અઢાર વર્ષનું જીવનવૃત્તાન્ત બાઇબલમાં નથી. ખ્રીસ્તના નીતિસિદ્ધાન્તોને બૌદ્ધ નીતિસિદ્ધાન્તો સાથે ઘણું સામ્ય છે. એ ઉપરથી એક ઇતિહાસ એવો છે કે ખ્રીસ્ત હિમાલયમાં આવેલ, અને ત્હેને બૌદ્ધ સાધુઓનો સત્સંગ થયેલો.

માનવમહાભારતના મહાપ્રસ્થાન સુધી=મનુષ્યની કથાના લગભગ છેલ્લા પર્વ સુધી.

**सत्यमेव जयते, नानृतम्**=સત્ય જ જીતે છે, અસત્ય નહીં.

કૈલાસના જટાજૂથ જેટલો=કૈલાસની જટા જેવાં વૃક્ષઝુંડોના જેટલો.

**मा फलेषु कदाचन**=ના, નહીં જ ફલમાં કદી ય તે. ગીતા : અ. ૨, શ્લો. ૪૭:



## પ્રવેશ ૬ ઠ્ઠો



**સ્થલકાલ : સુન્દરબાગમાં સન્ધિકા અને પડતી રાત્રિ**



**ક્રાન્તિ** : માલતીના મંડપમાં થઇ આવતી
આ સન્ધિકા તો
આત્માને રૂંધે છે મ્હારા.
દૃષ્ટિને દમે છે,
ભાસાભાસ કરે છે :
જાણે જગત ભરી ઝાંઝવા તરે.
કય્હાં હશે મ્હારૂં કુટુંબ ?
સારો બાગ જોઇ વળી.
એકલાં તો આંસુ આવી જાય છે :
વ્હીલું વ્હીલું લાગે છે—વગડા જેવું.
મનુષ્યની મંજરી કય્હાં મ્હોરશે
જો કુટુંબના સહકારથી ખરશે તો ?
જીવ આખો તો જાણે મ્હારો
જપે છે 'કુટુમ્બ', 'કુટુમ્બ'.
ભવસાગરનો એ મુજ મ્હેલો આરો.
કઇ દિશામાં હવે શોધું ?

વિચારના વમળે ચ્હડે છે.

અરેરે ! હૃદયની આજ્ઞા એક,

ને ચરણનાં ચાલવાં બીજાં.
આમ ન જાવ કહું
ત્હો યે પગલાં વળે છે
એ દિલદાઝવી દિશામાં.
જમણું નયન સ્વર્ગ જૂવે,
ને ડાબું નયન નરકતમિસ્રા.
ઘડીકનાં હસવાં ને ઘડીકનાં રડવાં;
આશાઓ અમૃતની ભરી,
અને અનુભવો લીલા ઝેરના;
એ જીવન કેટલુંક નભશે ?
આત્મા અશ્રુ સારે,
ને મુખડે મરકલડાં :
એ આનન્દના ઉત્સવ કેટલા કાલના ?
જગત એટલે જ જન્મ અને મૃત્યુ :
મ્હારે હૈયે જે જન્મ્યું છે
તે હશે મૃત્યુ પીવાને ?
મનના પર્વત કોતરી કોતરી
કોઈએ ગુફા ગોઠવી વાસ માંડવા :
નિર્જન મૂકીને એ નાઠા.
હવે કંઇ ધૂણીના જોગીને ન્હોતરૂં
વસવા એ મનની મ્હુડીઓમાં ?
કોઇ સ્હમજાવશો–સ્હમજાવશો મ્હને
કે અન્તરની ઓછપો ક્યહાંથી ઉતરે છે ?
આંસુના ઉભરા આવે અમથા અમથા,
એ શાથી શમતા હશે ? પ્રભો !

ગાતી ગાતી ઉપરથી પાંખડી ઉતરે છે.

પાંખડી : હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી.
વાંસળી વાગી,
ને મારી છાતડી જાગી :
દુનિયાનાં દંશ દેતી વાંસળી વાગી.

ક્રાન્તિ : અંહી અમે મળતાં, એ અને હું :
અહીં, આ સુન્દર બાગમાં;
ને હૈયાનાં હેતની વાંસળી વગાડતાં.

પાંખડી: એનો ઘેરો દ્હોકાર,
મ્હારા ઉરનો આધાર,
મ્હારો ઊંડો ઊંડો જાણે જીવનલલકાર :
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી !
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી :
હૈયાના હેત વ્હેતી વાંસળી વાગી !
લેશો બ્હેન ! ચંપાનાં ફૂલ ?
કે ભમરા ન આવે ?

ફૂલછાબમાં શોધે છે.

અરે ! ભૂલી; સઉ ભૂલ્યાં;
ચંપો તો હમણાં નથી મ્હોરતો.
મોગરો લ્યો ને સેંથીમાં મૂકજો;
પુણ્યજ્યોત પાંદડીનો મોગરો.

ક્રાન્તિ : લાવ, પાંખડી ! લાવ :
ત્હારા આશીર્વાદ ઉતરશે ત્યહાં સૂધી
માંડીશ માથે મોગરાની ફલગી.

કાલે કટોરી ગૂંથી લાવીશ ને?
યશબ્હેનની લગ્નપૂર્ણિમા છે.

પાંખડી: લાવીશ: સારાં વન વેડી
નિર્મળાં નિર્મળાં વીણી ગૂંથીશ ફૂલડાં.
દેવકટોરી વિના લગ્ન કેમ ઉજવાય?
એ અમોલાં અમૃતનાં ફોરાં
બીજા શેમાં ઝીલાય?

કાન્ત : એ કટોરીઓ નથી લોક કને,
ત્હેમાં જ એ અમૃત નથી લોક કને.

પાંખડી: જગતની માલણને કહેજો, બ્હેન!
એ દેવકટોરીઓ વ્હેંચે સહુને.

કાન્તઃ : પણ, બ્હેન પાંખડી!
દુનિયાના દંશ ને હૈયાનાં હેત
એક હતાં હશે કે?

પાંખડી: એ તો દેવ જાણે;
પાંખડી તો પરિમલ આપે.

ક્યારે ક્યારે પાંખડી ફૂલ વીણે છે ને ગાય છે.

હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી.

કાન્ત : એ વાંસળી વાગી મ્હારે હૈયે.
વીજળી ઉડે ને મેઘને ચીરે,
એવું ચીરાયું છે કંઇક તેજજ્વાલાથી.
અંહી અમે મળતાં, હુ ને એ
—અનામી નામનો મ્હારો હરિ.

અને અંહી જ છે આજે યે,
અંહી, આ સૌન્દર્યના બાગમાં.

હિંચાઓમાં નિહાળે છે. પછી અન્તરમાં
દૃષ્ટિ વાળી ચિન્તનમાં ડૂબે છે.

હા ! હૈયા ઉપર ભાર છે :
પગમાં દોરી બાંધી હોયને જાણે !
ગાયને ગળે આડિયું છે.

ભડકેલી વાછડી જેવી નયનમાંથી અગ્નિનાં બાણ વરસતી

માબાપને શોધું? કે સ્વામીને ?
સગાંને સ્નેહી કહું ?
કે સ્નેહીને સગાં કરું?

શાન્ત પડતી પડતી

જગત્ ! ત્હારા કુલાશ્રમોમાં
સ્નેહી અને સગાંનાં દ્વૈત થયાં.

શાન્ત પડી જઇ

અરેરે ! મ્હને સૂઝતું નથી કાંઇ;
આંખને જાણે પાટા બાંધ્યા કોઇએ.
પૂર્વમાં જાઉં કે પશ્ચિમમાં ?
કે વચલી કોક કેડીએ ?
ક્ય્હાં શોધું કુટુમ્બનો માંડવો ?
છું ત્ય્હાં જ રહીશ હમણાં;
સૂઝશે ત્ય્હારે ચાલીશ.

પાંખડી: કાન્તિ બ્હેન ! ઓ કાન્તિ બ્હેન !
પેલા આથમણા ગુલાબને ક્યારે

માતાપિતા ને ભાંડુઓના જેવી
કંઈક ભાસે છે મંડળી.

કાન્તિ : ક્ય્હાં ? પેલે ? પીળાં ગુલાબને ક્યારે ?
એ તો છે ખોટાં ફૂલ.

પાંખડી : સૂર્યમુખી બીડાયાં છે એની સ્હોડમાં.

કાન્તિ : જાઉં હો. પણ જો ! જો !
પેલા પરિમલ બોલાવે છે.

પૂર્વમાં નજર નાંખી

આ ગુલાબની કુંજે કંઈ દર્શન—
પુષ્પપુષ્પમાં મ્હારા પ્રભુની મૂર્તિ—
ગુલગુલમાંથી બુલબુલનો બોલ—

પાંખડી : મ્હારો ઊંડો ઊંડો જાણે જીવનલલકાર :
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી !

કાન્તિ : સંસારે ડંખ માર્યો :
હા ! અહીન્દ્રમુખી દુનિયા !
વિષ અને મણિના નિવાસ !
ઘેનને ઝોલે ચ્હડી ત્હારે.
જીવન મ્હારૂં જાગીને ઉંઘ્યું.
વનમાં વ્હાલાંઓ મ્હને લૂંટશે ?
એકલું એકલું લાગે છે હમણાં :
મ્હને મ્હારો કન્થ મળજો,
મ્હને મ્હારા સ્વામીન! સત્રમાં પડજો
ઓખાબાઈ મહિયરનાં પાતળાં છે.
પધારો, પધારો, જીવનનાથ !

હવે અધીરી થાઉં છું, સ્વામિ!
—પાંખડી! હું જાઉં છું હો!
ત્હારી દૃષ્ટિની દોરી.

આથમણે ક્યારે કુટુમ્બાભાસ થયો તે ભણી વળે છે.
ચન્દ્રનીનાં ફોરાં આછાં આછાં પડવા માંડે છે.

પાંખડી : બાલા! ઉગે ઉગે ત્ય્હાં વળી આથમે રે લોલ;
બાલા! ઉદયાસ્ત વાદળીને પાંખ :
મ્હારે જોવી જોવી, ને રોવી ઠરી રે લોલ.

માલતીના મંડપમાં થઇ ઈન્દુકુમાર આવે છે.

બાલા! ઉઘડે ઉઘડે ત્ય્હાં બીડાય છે રે લોલ!
બાલા! મટકાં એ વીજળીને આંખ :
મ્હારે જોવી જોવી, ને રોવી ઠરી રે લોલ.

ઈન્દુ : ફૂલની પરએ બેસી, ફૂલબ્હેનાં!
સૌન્દર્યના બાગમાં ખેલ ખેલતી
રુદનનાં ગીત પુકારે છે?
લાંબા પન્થના કંઈ કંઈ પન્થી
વિશ્રામતા હશે ત્હારે વિસામે;
આંસુથી મા ભર એમની આંખડી.
ઉતાર એમના થાકનિઃશ્વાસ,
નવલ બલ પગમાં પ્રેર, વીરી!

પાંખડી : નવલ શું? ને જૂનું શું?
અમૃતપુરનાં ફૂલ વીણી
અમૃતપુરવાસીને દઉં છું,
ને આવડે તે ગાઉં છું.

સજ્જનસજ્જનીઓ સુણે છે,
ને હસે છે, ને વિકસે છે
મ્હારાં ઉઘડતાં ફૂલડાં સમોવડાં.

ઇન્દુ : બ્રાહ્મણો જનોઇ રાખે છે ત્હેવો
પાંખડી! હૈયામાં છે હૈયાનો સિતાર.
કાન ભેદી એ તન્ત્રી ઉપર
ઢળે છે ત્હારા ગીતમન્ત્રો,
ને ઝણઝણી ઉઠે છે ત્ય્હાંના તાર.
જેવું તું ગીત ગા છ,
ત્હેવું ત્ય્હાં જાગે છે સંગીત.
શોકનાં ગીત ના ગાઇએ, હં.

પાંખડી: શોક એટલો ખરાબ હશે!
માળી તો કહે છે કે
અશોકને ફૂલ જ ન હોય કદી.

ચાંદની ઉઘડે છે.

ઇન્દુ : અહો! શોકાશોકના અર્થ ઉકેલ છ?
અશોકનો મહિમા યે ઉણો નથી તો તો.
રાજર્ષિ અશોકદેવની ગૌરવકથા
સુણી છે કદી? પાંખડી!
અશોકયશઘટાના છત્ર નીચે
વિહરતાં'તાં સાધુ અને સાધ્વીઓ.
ત્હારા જેવાં મહાનુભાવી બાલકો,
મહાભાગ કો ભાઇ ને બ્હેન,
સુશીલ સંઘમિત્રા ને મનોહારી મહેન્દ્ર,

ફુલફુલને ક્યારે સદ્ભાવ વરસતાં,
ધર્મની ધારાઓ ઢોળતાં.
પુણ્યપારાવારે ભરતી ડોલતી.

પાંખડી: આપણે યે એમ કરીશું ? વીર !
અધૂરા–ઉણા અશોક ને શોક–
બેયથી અળગું કંઈક ગાઈએ.
ને લોક સાંભળે, ને જાગે.

ઇન્દુ : શોક અને અશોક, વીરી !
ઉભય છે આત્માના કલ્યાણકર્તા.
અશોકદેવના ઉદારચિત્ત રાજભાવે,
બુદ્ધ પ્રભુના સુવિશાલ પુણ્યપગથારે,
ને પાંખડી ! ત્હારી સરલતાના સમી
સદ્ભાવી રસિકતાના સરોવરતીરે
માનવસમાજ નગર માંડશે,
ત્ય્હારે જગ ને જગર્જનો
શણગારાશે પ્રભુની પ્રભુતા વડે.

પાંખડી: પત્થરનાં પાણી
ને વમળનાં ઘમસાણ.
ફૂલ લ્યો; હું તો જાઉં.

ઇન્દુ : ધીરી, વનકોકિલે ! ધીરી.
ઉડી ઉડી કેટલેક ઉડશો ?
કુંજની વિશાલ ઘટા યે છે ન્હાનેરી.
એક રૂમાલ ગૂંથી આપશો ?
ચાંદનીનો સ્વચ્છ બિલાવ ઉઘડે છે.

પાંખડી: કેવો ગૂંથું? સુન્દરબાગ જેવો?

ઇન્દુ : ભલે, બાલા! ભલે.
સાધુતા ને સૌન્દર્યની છબિઓ
પાડી નથી પડતી પાર્થિવને ફલકે,
પણ ઉતારજે એ ત્હારે ફૂલડાંને ફલક.
આ જ્યોત્સ્નાના જેવો નિષ્કલંક
શ્વેત ગૂંથજે મોગરાનો રૂમાલ;
મંહી હૃદય જેવડો
પાડજે ગુલાબનો એક ગલ;
સૂરજપાંખડી શી શતશિખ ચંપાકળીએ,
બને તો, બ્હેનાં! બાંધજે તેજકિનારી;
અને પૂરજે એમાં, ઓ કલાદેવી!
ત્હારી કલાના અદ્ભુત વસન્તરંગો.
બાવનપર અબોલ વાણીના
મંહી લખજે ત્હારા મૂક મન્ત્ર.
કાલે સ્હાંજે મ્હને આપજે—
તાપ કુમળો પડે ત્ય્હારે.

પાંખડી: ક્ય્હાં આપું? આથમણે ક્યારે?

ઇન્દુ : ત્ય્હાં તો આંખડીના મોહ છે;
અન્તરની ફોરમ નથી, બ્હેનાં!
પરિમલવિહોણાં એ ફૂલ તો છે
માટીનાં રંગેલાં મુખડાં જેવાં;
એમાં નથી આત્માના સુગન્ધ.
એ તો છે ફૂલનાં શબ.
ના, એ ક્યારે નહીં, વીરી!

વેરાયલી વિખરાયલી પણ
આ પરિમલ ટપકે છે એ ઘટામાં.

પાંખડી: ભલે, સમી સ્હાંઝે ત્‍હાં આપીશ.
બેસજો પેલે પૂર્વને ભર્યે ક્યારે.
એ ગુલાબની કુંજ છે—
જો વીણતાં આવડે તો તો.

ચાલવા માંડે છે.

રાત્રિ પડી માર્ગમાં;
પણ અજવાળી—અજવાળી.

મ્હારે જોવી જોવી ને રોવી ઠરી રે લોલ.

પાંખડી ગાતી ગાતી જાય છે,

ઇન્દુ : ત્‍હારે ફૂલડે, પાંખડી!
કરમાશ મા મૂકજો પ્રભુ.
જગને સચેતન કરજો, જગકોકિલે!
દિને દિને ત્‍હારો ગીતનો ટહુકો.
—આ શેના અનુકમ્પ?
પશ્ચિમના વાયુ આવી જાણે
ડોલાવે છે દેહ અને દેહીને.
હ્રદયબીન ઉપર અંગુલિ ફેરવે છે કોઇક.
કે ધરતી ધ્રૂજે છે ને હું ધ્રૂજું છું?
પણ રોજ રોજ ધરતી તે ધ્રૂજે?
પ્રાણની પાંદડી-પાંદડી ફરકે છે. હશે.
રજનીના તેજવદન શો સુધાકર
અન્ધકારના અમ્બરમાંથી યે

સુધા પાય છે જગવાસીઓને,
ને તારા ટોળે મળ્યા છે એ જોવા.
મંજરી ઉપર મંજરી ઢળી છે,
અને ગુલાબ ઉપર ગુલાબ:
એમ ત્હારા મુખડા ઉપર મુખડું
કીયે ભવ માંડીશ ? ઓ દેવિ !

અન્તરિક્ષને એ પ્રશ્ન પૂછે છે.

—यततो ह्यपि, कौन्तेय !
पुरुषस्य विपश्चितः
इन्द्रियाणि प्रमाथीनि
हरन्ति प्रसभं मन:
વારી વારીને વારૂં છું,
પણ વાર્યું વરાતું નથી.
જોગનું કેમ નથી ચ્હડતું એ જોમ ?
એમ થાય છે કે
આંખને યે ફોડું.—
પણ—દ્વારમાંથી ચોરે આવે,
માટે દ્વાર પૂરવાં સદાનાં ?
ઇન્દ્રિયો ! ઉઘડો ને વસાવ
અન્તર્યામીની આજ્ઞાને અનુસાર.

ઉપરથી એક ફૂલ પડે છે માથે.

કોનો ?—પ્રિયે ! ત્હારો એ અભિષેક
સ્વીકારૂં છું, શીર્ષે ચ્હડાવું છું,
પ્રાણના પ્રાણમાં સંચું છું.

હું ય ત્હને મોકલું છું, સખિ !
પાંખડીની છાબની એક અંજલિ.
એની સુરભિસેરોના સન્દેશમાં છે
આપણાં અન્તરનાં આશ્વાસન.
હમણાં હું સંતાઉં છું, સખિ !
અમૃતપુરમાં ડોકિયાં કરૂં છું.
ઔર છે વેશપલટાના અનુભવો યે.
બાર માસની અવધ છે, ઓ અધીરી !
કોઇ વેળા અન્ધારપછેડો ઓઢી
ત્હો ય પામી જઇશ તારી આશિષો.
દર્શનની બાધા નથી મ્હને;
સ્નેહકથાની સંયમદીક્ષા છે.
તો સ્વીકારજે પૂજારીનો આ પૂજાપો;
પીયૂષરાજ સાથે પાઠવું છું, પાવનકારિણિ !
ચન્દ્ર ! લઇ જજે આ સૌરભ.
કુંજમાં બીજો ચન્દ્ર છે
તુજથી યે અધિકડો.
આજ દર્શને જાય ત્ય્હાં,
ને ચ્હડાવે ત્હારી ચાંદનીનાં ચન્દન,
ત્ય્હારે ચ્હડાવજે સાથેસંગાથે
આ પુષ્પના પણ પરિમલો.
સુધામાં સૌરભ ઘોળજે, દેવ !

ફૂલની અંજલિ ચન્દ્રને ચ્હડાવે છે, અને
પાંખડીએ બતાવેલી ગુલાબની કુંજે વળે છે.

---

# પ્રવેશનો સાર

## સુન્દરબાગમાં ચૌદશની ચન્દ્રિકા અને પડતી રાત્રિ.

પોતાના કુટુમ્બને શોધતી કાન્તિકુમારી બાગમાં ફરે છે. ગીત ગાતી પાંખડી મળે છે, ને કુટુમ્બ જેવું બાગની પશ્ચિમમાં બતાવે છે. કાલે ફૂલની કટોરી ગૂંથી લાવવા પાંખડીને કહી કાન્તિકુમારી કુટુમ્બ શોધવા નીકળે છે.

સૌન્દર્યબાગમાં ફરતો ઇન્દુકુમાર આવે છે, ને ગીત ગાતી પાંખડી સાથે શોકાશોકના અર્થવિસ્તારની વાતો કરે છે. એ બાળકથા ન સમજતી પાંખડી જવા માંડે છે. ત્હેને ફૂલનો રૂમાલ ગૂંથી લાવવાનું ઇન્દુકુમાર કહે છે. ગુલાબની કુંજે વળતી સ્હાંજે આપવાનું પાંખડી કબૂલે છે.

ઇન્દુકુમારનો દેહ કમ્પે છે; શાથી તે સમજાતું નથી. ચન્દ્રને ફૂલાંજલિ ચ્હડાવી પાંખડીએ દર્શાવેલી કુંજે વળે છે.

# ટીકા

સુન્દરબાગ=અમૃતપુરનો એક નજરબાગ.

માલતીના મંડપમાં થઇ=મંડપમાં થઇ આરપાર જતો માર્ગ હતો.

અહીન્દ્રમુખી=શેષનાગના જેટલાં સહસ્ર મુખવાળી.

સંઘમિત્ર ને મહેન્દ્ર=દેવોને પ્રિય રાજા અશોકનાં કુંવરી ને કુંવર. એમને અશોકે ધર્મદીક્ષા અપાવી હતી. સિંહલદ્વીપમાં બૌદ્ધ ધર્મ એમણે વિસ્તાર્યો.

સૌન્દર્યતત્ત્વમાં સ્થૂલનાં અંગો અને ત્હેમની સમપ્રમાણતા ઉપરાન્ત એ સઉમાં તરતું કંઇક વિશેષ છે. એ અંગો અને એમની સ્થિતિનું ચિત્ર આલેખાય; પણ જે સવિશેષતઃ છે તે ઉતારવો તો દુષ્કર છે. સકળ કલાસ્વામી એ સૂચવી શકે.

સૂરજપાંખડી શી શતશિખ ચંપાકળીએ=સૂર્યકિરણની પાંખડીઓ જેવી સો સો શિખાઓવાળી ચંપાકળી વડે.

બાવનપર અબોલ વાણીના મૂક મન્ત્રો=બાવન અક્ષરથી પર એવી વણબોલી વાણીના મૂંગા મન્ત્ર.

જગકોકિલે=જગત્કુંજની કોયલ.

**यततो** વિ. ગીતા : અ. ૨, શ્લો. ૬૦ :<br>
સંભાળે ત્હો ય, કૌન્તેય ! વિજ્ઞાની યે મનુષ્યનું<br>
બલાત્કારે હરે ચિત્ત ઇન્દ્રિયો મથી નાંખતી.

વેશપલટો=નામવેશ બદલી incognito–અજાણ્યા ફરવું.

અન્ધારપછેડો=અન્ધકારનું ઓઢણું. એ ઓઢ્યાથી મનુષ્ય અદૃષ્ટ રહે છે. વિક્રમ રાજા ઓઢતા.

## પ્રવેશ ૭ મો



સ્થલકાલ : સ્નેહમન્દિરે વસન્તપૂર્ણિમા



કાન્તિ : ભાભી ! જો ! જો ! ન્હણે–ઉચે :
તેજનાં મચ્છ તરે સન્ધ્યાના સાગરમાં.

પ્રમદા : સોહામણો વિરાજે છે એ
સાગર ઉપર સન્ધિકાનો બીજો સાગર :
ને મંહી વાદળીની સોનેરી માછલીઓ !
આશાના ઝીણા ફડફડાટ સમી
જતાં જતાં યે જરા ઝબકી લે છે સન્ધ્યા.

કાન્તિ : કેવા પૂર્યા છે પ્રભુએ વિશ્વચોકમાં
નાનાવિધ મંગલ સર્વતોભદ્ર !
યશદેવીનો અભિનવ સ્નેહોત્સવ તો
જાણે બ્રહ્માંડ ને બ્રહ્માંડપતિએ યે
આજ પાળ્યો હોય ને !

સાગર ઉપરથી જોગણુ ને જયદેવ આવે છે.

પ્રમદા : એ તો સૂર્યદેવની સેરો, બ્હેન !
મેદિનીને મુખડે સ્વામીની ટશરો.

કાન્તિકુમારી ઝણુક દઇને ઝબકી ઉઠે છે

સૌન્દર્યની રમણીય રેખાઓ એ;
વિલાસના એ વદનલેખ.
પ્રભાતની હીરાની રજ ઉડે ત્ય્હારથી
તે સન્ધ્યા નીતરી નીતરી
ચન્દેરી અમ્બર ઓઢે રજની,
ત્ય્હાં સૂધીમાં કેટકેટલી શોભી જાય છે
ઈન્દ્રવેલની રંગપાંદડીઓ
જલધિમુખડે ને જગતમુખડે!

દેવ : પ્રેરણાપ્રભાની મોહક પામરી શી
સુન્દરતાની ભાત છે એ તો:
જ્યોતિર્માળની ઝગમગ જેવી,
સૃષ્ટિની સૌભાગ્યઓઢણી સમી.

જોગણ : કાન્તિકુમારી! પ્રકૃતિમાં પ્રભુ દીઠા:
મનુષ્યમુખડે પ્રભુકલા નિરખી કહી ચે?

કાન્તિ : માજી! માંદલમુખું માનવી ચે
શું સુન્દર છે પ્રકૃતિ સમોવડું?
પ્રભુના મન્ત્ર હજી નથી ઉકલતા
માનવીને વિશ્વહારેલે વદનપત્રે.

જોગણ : સાચું કહો છો, કુમારી! ન ચે ઉકલે.
અન્તર્યામી પુણ્યભાવ ને પ્રભુતા દાખવે
એ બહિર્વાસી નયનહારી સૌન્દર્યસોહાગ:
પ્રભુના મન્ત્ર પ્રગટે તે સુન્દરતા.
પ્રાણના પ્રાણને પૂછો,

હૃદયના હૃદયને પૂછો,
નથી નિહાળ્યું કોઈ પ્રભુવન્તું વદનારવિન્દ?
મનુજનાં પ્રભુનૂર શું ઉતરી ગયાં?
એ બ્રહ્મવર્ચસ્‌ના કુંભ ઢલવાઇ ગયા?

કાન્ત : માજી! મનુષ્યને મુખડે યે
વિરાજે છે બ્રહ્મવર્ચસ્?

જોગણ : મનુ મહારાજનાં પુત્રપુત્રીઓ તો
પૃથ્વી ઉપર છે પ્રભુની મૂર્તિઓ :
માટીની પાટીએ બ્રહ્મસૂત્રો આલેખેલાં છે.
મુખડાના મેલ ધોશો માનવો,
તો દેવની દીપ્તિ પ્રગટશે ત્‍હ્યાં.
જૂવો, નવવધૂ પેલાં યશોદેવી
રસની છોળ છલકતાં પધારે!
એમના આકાશમાં તપે છે મધ્યાહ્ન.
જીવનરંગતા સ્નેહવર્ચસ્‌ની કથા
પ્રાણનાથની એમને પૂછજો,
કે વદને વાંચજો સૌન્દર્યસંહિતા.
સ્મિતતરવરતું ત્‍હેમનું મુખફૂલડું
પલક નિહાળજો, બ્‍હેન!
ત્‍હમારા અમ્બરની આભા શી,
કસુંબલ પ્રેમની, રસતૃપ્તિની,
કંઇ કંઇ મીઠડી લહરીઓ
જતી-આવતી ત્‍હ્યાં દર્શાશે.

એ નાથની ઊર્મિઓ,
એ પતિવ્રતના પરિમલ,
એ પ્રભુની સ્નેહકલા, દીકરી!
કોટીકોટીક કિરણવન્તું
ત્હમારૂં ય મુખ નિરખો તો
મંહી આછી આછી અનન્ત
રસની રેલો રમે છે અત્યહારે.

પૂર્ણિમાના ચન્દ્ર સમી પૂર્ણકલાધર યશદેવી પધારે છે.

જૂવો, જૂવો, કાન્તિ બ્હેનાં! આમને.
કુમારી મટી સુન્દરી પ્રગટ્યાં,
બાલા ખીલી સૌભાગ્યવતી પ્રકાશ્યાં;
મનુષ્યની કળીમાંથી દેવનું ફૂલ ઉઘડ્યું.
એ લગ્નદીક્ષાની દીક્ષિતા દેવી.

સહુ : અખંડ સૌભાગ્ય, યશદેવી!

કાન્તિ : સારૂં જગત્ ત્હમારા આશીર્વાદ પામો.

યશો : સહુનું સ્નેહકલ્યાણ થાવ સદા.

સહુને નમન નમતી યશદેવી આશીર્વાદ સ્વીકારે છે
અને આપે છે.

કાન્તિ : ત્યહારે તો, હેં માજી!
લગ્નદીક્ષા એટલે શું એ સ્હમજાવોને.

મોહન : લગ્નનો અર્થ તો સરલ છે;
યશદેવીને પૂછો, પઢાવશે.

પતિએ પત્નીવ્રત લેવું,
ને પત્નીએ પતિવ્રત લેવું:
એવી પરસ્પરની પુણ્યપ્રતિજ્ઞા તે લગ્ન.
મહાપ્રતાપી માર્તંડરાજ
ને સુધાભરી શશીલેખા સમી
પુરુષસુન્દરીની એ તેજકલાઓ
અન્યોઽન્યને શણગારે ને શોભાવે;
આત્માનાં ઓજસ્ અને શરીરનાં સૌન્દર્ય
વિલસાવે ને વિકસાવે;
અન્ધકારની ગુફાઓ અખંડ અજવાળે;
સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે;
એકાબીજાની સફલતા સધાવે;
અને કલ્યાણપન્થની પ્રેરણાઓ સમાં
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે:
એ લગ્નવ્રતની મહાદીક્ષા.
રાજ્ય અને સંસારના પણ કરતાં
એ ભાવ જૂના છે જગતમાં.

**પાંખડી:** (ગાતી ગાતી આવે છે)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન!
ફૂલડાંકટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃતઅંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

અંજલિમાં ચાર ચાર ચારણી, રે બ્હેન !
અંજલિએ છૂંદણાંના ડાઘ !
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું, રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર :
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ફૂલડાંમાં દેવની હથેળીઓ, રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ :
    જગમાલણી રે બ્હેન !
    અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

યશા : કાન્તિબ્હેન ! પ્રમદા ભાભી !
અંહી જ આસન વાળ્યાં ને કંઈ ?

પ્રમદા : હા, સ્નેહમન્દિરને આરસઓટલે.
ઓટલો ને ઓશરી યે ત્હારાં
તો દેવિ ! છે સ્નેહશીતલ.

યશા : મન્દ મન્દ હસતાં હસતાં
પણ નામ પ્રકાશો છો હો,
મ્હારાં કાન્તમૂર્તિ કાન્તિબ્હેન !
વિશ્વનું સકલ તેજ સમેટી લઈ
વિધિએ વદનમાં સંચ્યું છે જો !
વસન્તનાં વસનો ઉતારી

ત્હમને ઓઢાડ્યાં હોય ને !
એક ગાલે ભાસ્કર સ્થાપ્યો,
ને બીજે ગાલે જાણે સુધાકર.
પૂર્ણિમા હજી વૃક્ષમાલા પાછળ છે :
ત્હમારી પૂર્ણિમાનો મન્દિરધ્વજ, કુમારી !
ગુલે ગુલાબની પતાકા શો,
પૂર્ણ સમીરે લહરે છે સ્તો.
રૂપેરી રથોમાં વિરાજી તારામંડલી
નભખંડે ઉતરે છે દર્શને.
દેવબાલે ! મનુજનું નમન સ્વીકારશો કે ?

ક્રાન્તિ : સ્વીકારૂં છું યશ ! ત્હારાં વીનવણાં;
દેવને તો સૌ ભક્ત સરખા.
ને દેવબાલાનું વર છે, યશ !
પ્રિયની પરમ પાંખ થજે,
ને સંસાર ને નભોમંડલ ઓળંગાવી
પ્રિયને ઉતારજે પ્રભુના પદમાં.
વિલાસનાં વનઉપવનમાં,
સોહામણી સૌભાગ્યકુંજોમાં,
વિહરાવજે થઈને કન્થની વિધાત્રી.
પ્રાણનાથની પ્રેરણા રૂપે પ્રગટી
જીવનના જયધ્વજ ઉડાવજે.
વ્હાલાની વેણુ સમી
વિશ્વ ભરી સ્નેહના બોલ બોલજે
નાથને નેહનાં અમી પાઈ-પી

અમર થજે, અમરનન્દિની !
ફુલને ક્યારે માતાની મંજરી મ્હોરી
સંસારપાટે સ્વર્ગ માંડજે.
આંગણું, ઓરડો, ને ઉર
સ્વામીનાં અજવાળી ઉજ્જવળજે.
એવી પત્નીશ્રેષ્ટ પમરજે:
વરને વરી વરની થજે.
લગ્નદીક્ષા પુનરપિ લે;
ને સૂર્યદેવની પ્રદક્ષિણાએ પ્રદક્ષિણાએ
લગ્નમન્ત્ર ફરી ફરી સ્મરજે.
મનમોહન પચરંગી પાલવ
જગત ત્હમારા યુગલમાર્ગમાં પાથરશે
આજ એ તિથિ છે, સૌભાગ્યવતી !
ત્હારા સંસારના જન્મની.

યશ : આયુષ્યની વસન્તના શુક્લપક્ષે
એક જ તિથિ છે, કાન્તિ બ્હેન !
અને તે આજે ઉગી મ્હારી.

બોલતાં બોલતાં લજવાઇ જાય છે.

પાંખડી: કેસરના થાળ ભરી, દેવ !
દિનને જાણે વધામણે ન્હડ્યો દિનેશ !

પ્રમદા : સન્ધ્યાનાં કુંકુમ, યશદેવિ !
સાંભરી સાંભરી કાં ગાલે પૂરો ?

વ્હનની કંકાવટી કરશો જી?
શરમના શેરડા તો સૌને ય શોભે.

લજ્જાથી નમી ઘૂંઘટ વાળી યશદેવી આઘી જવા માંડે

કાન્ત : યશ બ્હેનાં! થોભો! આવો!
અમથી નહીં અભડાવ, હો!
લજ્જાની વેલ જેવાં કાં નમી જાવ?
પ્રેમના પૂજારી અમે ય થશું.
બ્રહ્માંડમાં યે માતી—ન સમાતી
મ્હારી સૌન્દર્યની સૌદામિનિ!
જગત્‌શોભને! લાજો મા.
આ દોહિલી દીનતા શાની?
ઘૂંઘટના પટ ખોલો, મુગ્ધે!
પ્રસન્નતાનાં હાસ્યે હાસો,
પીયૂષનાં પૂર ઉલટાવો.
કીકીમાંથી તો જાણે
ચન્દનીના ધોધ ફૂટે છે.
યશબ્હેન! પેયમ્બરોના યશ જેવાં
પુણ્યરંગી ઉજમાળાં છો હો.
ઉર તો જાણે મધ્યાહ્નનો મહાસાગર;
ને સમસ્ત દેહદેશ તો, પ્રિયદર્શને!
નવપલ્લવ નન્દનવન.

પાંખડી : યશદેવીની આશિષથી તો
ચન્દ્ર ચ્હડે છે સ્નેહમન્દિરે :

ને આપણી રાત્રિ આજ ધોવાશે.

પ્રમદા : આનન્દસરોવરની કુંજોમાં રમતો,
સુખ જેવાં શીતલ માધુર્યે
પ્રિયપ્રેયસીઓનાં પગલાંમાં વહતો,
બાલચન્દ્ર હું જોઈને જ આવીને.

કાન્તિ : આવશે આપણે ય માથે
સ્નેહનો શબ્દ સાંભળશે એટલે.
બ્રહ્માંડનાં સકલ મહાબલો
સ્નેહવેણુને શબ્દે રમે છે.

યશ : સ્નેહનું તો સામ્રાજ્ય છે સૃષ્ટિમાં.

પાંખડી : યશદેવી ટહૂકયાં,
ને ઓ આવી એ અમીધારા.

કાન્તિ : અંહી પણ અન્તરિક્ષે
એ જ રજનીપતિની પીયૂષપાંદડીનાં
કલાપે છે મૃદુસ્પર્શી કિરણો.
પ્રેમદેવના દૂત છે, યશબ્હેન!
ત્હમારા પગ ધોવા આવે છે.
રજતધારાઓ એ તો
પ્રેમની ધારાવાડીની છે,
પ્રીતમની સીંચેલી છે.
ચરણને ચુમ્બવા દેજો.

પ્રમદા : લગ્નતિથિ ઉજવતાં યશદેવીથી
કય્હાં અજાણ્યું છે કશું ય તે?

યશા : *ઘેરાયેલી હરિણી સમી ચોમેર કિરણ ફેંકતાં પ્રોજ્જ્વલ નેત્રવન્તી*

બ્હેનો ! ભાભી ! જ્યોત્સ્નાધારા !
સૌભાગ્યની મ્હારી સહિયરો !
અભિનન્દું છું સર્વેને.
—અને પ્રીતમના કરકમલે રમવું
તો કોને નથી ગમતું ?
અહો રસની રાજરાણીઓ !
કઈ સુન્દરીની આશામાં નથી ઉગ્યાં
સ્નેહરાજવીની હૃદયભોમનાં રાજ્ય ?

*કાન્તિકુમારીની દેહલતા સહજ ફરકી જાય છે.*

પ્રિયના હેતહિંડોલે હીંચકવાનાં
કઈ મનોરમાને નથી પડયાં સ્વપ્નાં ?
રમણીઓ ! સૌ રમણસ્હોડે સુહાજો,
મ્હારાથી યે અધિકા રાસ રમજો,
હૃદયેશની રસસામગ્રીએ પૂજાજો,
અખંડ સૌભાગ્યવતી થજો.
કુમારાંના આશાના આંબા મ્હોરશે;
ને પરણેલાંનાં મનનાં પરભૃત
પૂછતાં જ પૂરશે સાખ.

પાંખડી : ઠીક, ઠીક, સરસ, ઉત્સવરાણીજી !
જાણે ધનુષમાંથી વાગ્પાશ મૂકયું.
દેવ ! રઘુવીરના ભાથે વાગ્પાશ હતાં ને ?

કાન્તિ : પ્રમદા! રસશાળામાં યશદેવી
ત્હારાં સહાધ્યાયિની છે હો હવે.

સ્વગત

હા! હૈડામાં અણદીઠાં બાણ વાગે છે
અન્તરિક્ષેથી આવી આવીને.

જોગણ : જયદેવને એક બાજુએ
કુમારી કંઈ અસ્વસ્થ છે અત્યહારે?

દેવ : ઉપરથી સ્થિર ભાસતાં જલમાં
ઊંડા વહતા હોય ઓઘ,
એવાં છે નીર કાન્તિકુમારીનાં;
ઘેરાં, અને ઘૂમડીએ ઘૂમતાં.

વસન્ત અને કાંચન આવે છે.

પ્રમદા : આ કાંચન આવી. કેમ, અલી!
સ્હેજ કંઇ મોડું થયું?
કે પન્થે કોઇ પન્થી મળ્યા!

કાંચન : સંસારપન્થે સંગાથી તો દોહેલા.
રત્ન કંઇ રસ્તે રઝળે છે એમ?
ને ભમરા તો વેલેવેલે ભટકશે.

વસન્ત : પણ યશ! ત્હારે સ્નેહમન્દિરે
સંગીત કાં ન ગાજે હજી?
કોયલો બધી નિદ્રાવશ થઇ?

**પ્રમદા** : જરા બેશ; થાક ઉતાર; કે આવી !

**વસન્ત** : સાગર સોહામણા વાયુ ઢોળે
અને રસ રમતાં યે થાક ?
વારૂ, જરા અંહી તો પધારો સહુ.
આયુષ્યને કટોરે અમૃત નિર્ઝરે,
યશ દેવીને અંગ વસન્ત વ્હડે છે,
એવી મન્દમન્દ આવે છે ઉડતી ચાંદની.
સમાધિસ્થ સાધુનો પવિત્ર જ્યોતિ
પરવરે દેવભૂમિનાં પુણ્યપ્રયાણે,
અખંડ કોરનું એવું ચન્દ્રબિમ્બ
વનરાજિ વીંધી ઊડે છે આકાશમાં.
રત્નાકરની રત્નરજ લઈ લઈ
પ્રભાનાથ પાથરી ગયા ત્હેમને પન્થે :
લોક ત્હેને તારકાવલિ કહે છે.
પધારો, સખિઓ ! પધારો ;
તેજસરોવરમાં પગ તો ધૂવો.

**કાન્તિ** : ચાલો, પ્રમદા ! કાંચન ! યશ !
ઇન્દુની વન્દનીય ઉદ્યોતકલા,
ને ઇન્દુનાં અમુલખ અમૃતઝરણાં :
ઉભયને આણ પાથરી વધાવીએ.
માસે માસે કંઈ વસન્ત નથી.

**યશ** : કાન્તિ બ્હેનાં ! આજ સ્નેહમન્દિરે—

**કાન્તિ** ; શું છે ? યશ ! આજ સ્નેહમન્દિરે ?

યશ : શું શું નથી આજ સ્નેહમન્દિરે ?
બારમાશીનાં વન સમું
સ્નેહમન્દિર છે લીલું કુંજાગાર.
મંહી માનું મોરલા બોલે છે,
મ્હને મદલોલ ડોલાવે છે.
અન્તરમાં જામે છે અમીની અમૂંઝણો.

કાન્તિ : પ્રિયજનનાં પ્રથમ દર્શન, દેવિ !
હૃદયજાગૃતિનો અલૌકિક છે અવસર :
મનુષ્યને દેવભૂમિ સંગે જોડનારો,
ભક્તિની આદિ ઉર્મી શો,
પરમાર્થની પહેલી પળ સમો,
કલાવિધાનીની પ્રથમ પ્રેરણા સરિખડો.
તે પ્હેલાં હૃદય હતું, પણ ન્હોતું :
તે પછી હૃદય છે, પણ પરવશ.
ભવોભવનાં લગ્નનું એ અમૃતચોઘડિયું.
આત્મન્ તે પછી અહોનિશ
સુણે છે સ્નેહસંહિતાના સામ;
સ્મરણ માત્ર સ્નેહ થઇ રહે છે.
કેમ ભૂલ્યો જાય, દેવિ !
એ જીવન્જન્મનો અવસર ?
એ ઉદયની ઉષા સંભારતાં,
એ સ્નેહપ્રતિષ્ઠાનું પરવ ઉજવતાં
રસાસવની માધુરી પી પી
કેમ ન ડોલાય મદલોલ ?

યશા : કાન્તિ ब्હેન! કાન્તિ ब्હેન!
હૃદય ફાટું ફાટું થઇ રહ્યું છે.
અને અત્ય્હારે ફાટે તો—

કાન્તિ : તો રાજરાજેશ્વર પ્રીતમ વિના
ત્ય્હાં બીજું શું હોય? યશા!
પ્રેમહીણું રુધિરે ન ઢળે.
હનુમન્તને હૈડે શું હતું?
માનુષ દેહ પશુથી યે ગયો?
વન જતાં સીતા માતાએ
ઉર ચીરી ન દાખવ્યું એ ભૂલ્યાં.
પણ યશા! પાલવ નીચો ઢાળ.
ચોળીમાંથી હૈયાના હીરા,
નાથનાં ન્હાનાં નયણાં જેવા,
ચાળા પાડે છે ત્હારી કીકીઓના.

પ્રમદા : યશા દેવી! પધારશો કે?
અગાસીએથી તો દેવીઓ ઉતરી.

યશા : જી, આજ્ઞા ભાભીજીની.

કાન્તિ : હસતાં હસતાં
મણમણની દેવીઓ ને મણમણના દેવ.

યશા : શું? સાચ્ચા દેવ નથી દીઠા?

બે હાથ ઝાલી આંખોથી આંખો વીંધી
પ્રશ્ન પૂછે છે. પછી સહિયરોને જઇ મળે છે.

વસન્ત : આવો, સખીઓ! ગાવ.
સાગરરાજ ધીરી ખંજરી ઝમકારે છે,

આકાશ આશ્વાસન વાય છે,
ઋતુરાજ પરિમલપ્રેરણા પાય છે.
સુધાના ઉર્મિ ઉછાળતી ચન્દ્રી,
નરલોકની તેજસ્ હૃદયમૂર્તિ સમી,
નિજ રંગમહેલમાં ચ્હડી છે.
ગાવ એ રાજકુમારીનું ગીત.

નયન નયને રે, નયન નયને પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્હાં ઘડિક આવજો રે લોલ;
ભવન ભવને રે, ભવન ભવને ત્હમારાં, રાજબાલ !
ઊંડા આદેશ કિરણોમાં કહાવજો રે લોલ.

મધુર મધુર મુખડે હસો વિરલ તેજનાં હાસ;
હેરી હેરી હરખશું અધઉઘડયાં એ વિલાસ.
મ્હોરી વસન્તની વાડીઓ, હો જગલક્ષ્મિ !
કરે કોયલડી ટહુકાર, હો આવજો, જગલક્ષ્મિ !
ધીમાં ધીમાં રે, ધીમાં ધીમાં પધારો, રાજબાલ !
ઘેલાં નયણાં તલપે ત્હાં ઘડિક આવજો રે લોલ.

અમીરંગી નિજ સાળુનો પાલવ જોતી રસાળ
ચાલી ચન્દનચોકમાં રસઅભિલાષુ બાળ.
વીણી-ગૂંથી ઉરની પ્રભા, હો મદભરિયાં !
લીધી કરકમલે વરમાળ, હો આંખડી મદભરિયાં !
એવાં અધીરાં રે, એવાં અધીરાં મ હોય, રાજબાલ !
ઊંડા આદેશ કિરણોમાં કહાવજો રે લોલ.

ઉગ્યાં, ઉગમણે વસો ઉગી પુનમ અખંડ:
અમૃતલેખિનીથી લખ્યો સ્નેહમન્ત્ર ઉરખંડ.

ધેરૂં ધેરૂં જરા ડોલતાં, હો રસદેવિ!
હવે પરવરશો ક્ય્હાં પરદેશ? હો મીઠડાં રસદેવિ!

પ્રાણુતખ્તે રે, પ્રાણુતખ્તે પધારો, રાજબાલ!
ઘેલાં નયણાં તલપે ત્ય્હાં ઘડિક આવજો રે લોલ;
ઘેલાં હઇડાં જલ્પે ત્ય્હાં કદિક આવજો રે લોલ.

**પ્રમદા** : ગીત તો જાણે સ્નેહનું આવાહનસ્તોત્ર:
યશની આંખો અગાશી શોધે છે.

**યશ** : શું? એ તો હમારૂં ગીત:
રોજ અટારીએ ઉગો છો,
ને લોચન ગાય છે એ ગીત.

**વસન્ત** : સરોવરકાંઠડે જલોર્મિઓ ગણુતા
એક યાત્રાળુ જેવા ગાતા હતા:
જાણે વનકુંજે રસના ઋષિરાજ.
આપણે યે હવે ચ્હડીશું ને
સ્નેહમન્દિરની અગાશીએ?
પ્રિયપ્રેયસીનાં સારથજૂથ શોભે છે,
ચન્દ્રિકાની રેલમછેલ ઢળે છે;
જઈ, પગ ભીંજવી, પાવન થઈએ.
કાન્તિબ્હેન! ગોર થજો,
લગ્નમન્ત્ર બોલાવરાવજો;
પાંખડી દેવકટોરી આપશે;

પ્રમદાભાભી ! સૌભાગ્યચુંદડી ઓઢાડજો;
કાંચન માતા પેરે પોંખશે,
ને હું વ્રતદંડ દઈશ :
એમ દીક્ષાનો ઉત્સવ ઉજવશું.
આજની અખંડજ્યોત્સ્ના રજની
વ્રતવિહારિણી જોગણ થશે,
તો આપણે યે સૌ લેશું જોગ.

સૌ ખડખડ હસે છે. કાન્તિકુમારીનો કર ઝાલી યશદેવી
અને હેમની પાછળ સૌ સ્નેહમન્દિરે ચ્હડવા માંડે છે.

કાંચન ! બ્હેનાં ! જો ! જો !
કાન્તિકુમારીનો ઘમઘમતો રથ :
જાણે આકાશમાં ઉડવા સિધાવે.

**કાંચન** : યશને ઘૂઘરિયાળે ઘેરે તો
જાણે તારા ટોળે મળ્યા,
ને રાસની રમઝટ માંડી :
સંસારનાં ઝાંઝર ઝમકે છે.

**વસન્ત** : મૃગમંડલમાં મૃગરાજ
તેમ સુન્દરીઓમાં સૌન્દર્યરાણી.
ચન્દ્રી ને શુક્રીની પાછળ પાછળ
તારલીઓનો સહિયરસાથ
આવે ને જાય વ્યોમચોકમાં રમવાને :
જો ને ! શોભાશોભનાઓ પાછળ
તેમ સખીઓ સંચરે છે સ્નેહઅટારીએ.
કાંચન ! આપણે પણ ચાલો

દ્દેવી દર્શાવે તે માર્ગે દીકરીઓ,
ને શાણીને માર્ગે સાહેલડી.

વસન્ત સાહે કાંચને ઉપર ત્હડે છે.

**કાન્તિ** : અગાસીની એક કોરને કાંઠે ચન્દ્રિકામાં
બીજી ચન્દ્રી જેવી ઉન્નસભરી ને એકાકિની

જીંદગીની જાહોજલાલીનો ભાણ
ઉગે કે આથમી જાય,
મધ્યાહ્ન તપે કે મધ્યરાત્રિ,
એની વિધાત્રી છે વિશ્વચોકમાં
લગ્નચોઘડિયે લગ્નમંડપે પધારતી
કુંકુમવર્ણી અરુણા કે કનકવર્ણી સન્ધિકા.
કુંકુમ ને કનકના એ વિરોધ.
કુંકુમ શોધતાં લોક કનકમાં કાં મોહે ?
મ્હને કુંકુમ મળશે કે કનક ?
શા હશે મ્હારા ભાગ્યના ભેદ ?
મ્હારો કુંકુમનાથ ક્ય્હાંકથી આવે
તો હૈયાની કંકાવટીમાં ઘોળું,
ને ભાલના ભાગ્યપત્રે ધારી વધાવું.
રોકયું–મ્હેં રોકયું મનને,
આંખલડીયે ન ફરકવા દીધી;
આજ નથી ર્‌હેતું ઝાલ્યું.
વનવનમાં જઇ ઉડે છે
કન્થ કોડામણાની ભાળમાં.

સ્નેહમન્દિરની અગાસીમાં સૌ ટોળે મળે છે.

જોગણુ : દુનિયાનાં ઓ જંજાળી લોક !
        ત્હમે ભૂલકણાં છો હો !
        વનવન સૌન્દર્યે સજ્યાં છે
        લગ્નની દીક્ષાને કાજે;
        બ્હેનને શણગારશો પણ નહીં ?

કાન્તિ : લાવ, લાવ, પાંખડી !
        ત્હારી છાબ સારીએ શણગારૂં.

પાંખડી }
વસન્ત } : આવો, સખીઓ ! યશદેવીને અલંકારીએ.

ફૂલછાબમાંથી ભાતભાતનાં ફૂલ લઈ લઈ સૌ યશ-
દેવીને શણગારે છે, ને શણગારતાં શણગારતાં ગાય છે.

કેસરી કેવડો બ્હેનને હાથે,
ઉજળો મોગરો બ્હેનને માથે;
હજારી ગોટા ને ગુલાબી હાર :
બ્હેનને ધરાવશું એવા શણગાર.

કેવડે કેવડે ન્હાનેરા નખ :
બ્હેનના પામશું આછેરા ડંખ.
મોગરે મોગરે કુમળાં પાન,
બ્હેનનાં પામશું પુણ્યનાં દાન.

હજારી ગોટાનાં હજાર બાણ :
બ્હેનને દૂભવાની દેવની આણ.
ગુલાબપાંદડી ફોરે સુવાસ :
બ્હેનને હસવે એવો ઉજાસ.

ફૂલડે ફૂલડે મધની રેત :
બ્હેનને અંગ અંગ એવાં હેત.

સ્નેહમન્દિરે અગાસીમાં લગ્નોત્સવ. મધ્યમાં પરસ્પર લગ્નમાલા આરોપતાં દમ્પતી; સન્મુખ કુંકુમઘોળ્યા અક્ષતનો થાળ ભરી વધાવતી કાન્તિ; મતદંડ ધરાવતી વસન્ત; સૌભાગ્યચુંદડી ઓઢાડતી પ્રમદા; દમ્પતીને પોંખતી કાંચન; ફૂલડાંકટોરી આપતી પાંખડી; ઝારી વડે ગંગાજલ અભિષેકતા જયદેવ; આશિષ દેતી જોગણ: અન્ય પ્રિયપ્રેયસીઓ.

પાંખડી : લક્ષ્મીજી ને નારાયણ ભગવાનનાં
સંસારકુંજનાં આ સારસડાં !
પશ્ચિમની કીકી સમો શુક્ર,
ને પૂર્વના વદનારવિન્દ સમો
પ્રફુલ્લપાંદડી સુધાકર :
નમન નમે છે બન્ને તમ સ્નેહબેલડીને.

કાન્તિ : ઓલો, વધૂઓનાં વિધુરાણી !
લગ્નદીક્ષાનાં સૌભાગ્યસૂક્તો,
ને દર્શાવો નરલોકને એ જ્યોતિર્માર્ગ.

યશ : आत्मना तेऽऽत्मानं संदधामि;
प्राणैस्ते प्राणान् संदधामि;
अस्थिभिरस्थीनि;
मांसैर्मांसानि;
त्वचा त्वचम्.

જોગણ : सन्तुष्टो भार्यया भर्त्ता,
भर्त्रा भार्या तथैव च,
यस्मिन्नेव कुले नित्यं,
कल्याणं तत्र वै ध्रुवम्.

× × ×

# પ્રવેશનો સાર

## સ્નેહમન્દિરે મહા માસની વસન્તપૂર્ણિમા

સ્નેહમન્દિરને આરસઓટલે કાન્તિકુમારી ને પ્રમદાસુન્દરી બેઠાં સન્ધ્યાનાં મચ્છ જૂવે છે. પ્રમદાસુન્દરી કહે છે કે મેદિની-મુખડે એ છે સ્વામીની સેરો. જોગણ આવી યશદેવીને પધારતી દેખાડી મનુષ્યમુખડે પ્રભુકલા દાખવે છે, અને લગ્નનો અર્થ કહે છે. ફૂલડાંકટોરીનું ગીત ગાતી પાંખડી આવે છે.

સ્નેહમન્દિરે સખીઓના આનન્દખેલ. કાન્તિકુમારી યશદેવીને આશીર્વાદ આપે છે કે પત્નીશ્રેષ્ટ પમરજે. વસન્ત આવી કોયલોને ગીત ગાવા વિનવે છે.

યશદેવીને હૈયામાં અમૂંઝણ થાય છે. સ્નેહજન્મનો અવસર યાદ આવતાં હૈયું ભરાઇ આવે જ એમ કહી કાન્તિકુમારી એ વાત સ્હમજાવે છે.

રાજકુમારીનો રાસડો.

દીક્ષાદાનનાં કામ વ્હેંચી લઇ સહુ સ્નેહમન્દિરની અગાસીએ ચ્હડે છે. લગ્નદીક્ષા કાજે બ્હેનને શણગારવાનું જોગણ સંભારે છે તે ઉપરથી પાંખડીની છાબ ઠાલવી યશદેવીને સખીઓ શણગારે છે.

લગ્નદીક્ષા.

# ટીકા

સ્નેહમન્દિર=યશદમ્પતીનો કુલાશ્રમ.

સર્વતોભદ્ર=સૌ બાજુથી વાંચી શકાય એવાં ચિત્રકાવ્ય.

અભિનવ સ્નેહોત્સવ=યશદમ્પતીએ આદરેલો લગ્નતિથિનો નવીન ઉત્સવ.

ઇન્દ્રવેલ=ઇન્દ્રધનુષ.

ફૂલડાંમાં દેવની હથેળીઓ=ફૂલની પાંદડીઓ તે જાણે દેવની હથેળીઓ.

સૂર્યની પ્રદક્ષિણાએ પ્રદક્ષિણાએ=સૂર્ય ફરતી પૃથ્વી એક એક પ્રદક્ષિણા ફરી રહે ત્યહારે ત્યહારે: પ્રત્યેક વર્ષે.

વાગ્પાશ=વાણીને કે વાણીથી બાંધી લેનાર પાશ નાખતું બાણ. નાગપાશ ઉપરથી વાગ્પાશ પાંખડીને સૂઝે છે.

અમીની અમૂંઝણો: અન્તરને રૂંધી નાંખે એટલો ઉમળકો, માટે અમૂંઝણ: છતાં અન્તરને ગમતા સ્નેહનો ઉમળકો, તેથી અમીની.

સામ=સામ વેદનાં ગાન સમાં ગાન.

રાજકુમારીનું ગીત: ઉડતી ચંદ્રિકા તે અમીરંગી પાલવ: ફરતું તેજવર્તુળ તે વૈજયન્તી વરમાળ: કિરણ તે અમૃતલેખિની.

ચન્દ્રી ને શુક્રી: ઇકારાન્ત નારી જાતિના ગુજરાતી વ્યાકરણના સામાન્ય નિયમ પ્રમાણે આ રૂપો સાધ્યાં છે.

લગ્નના મન્ત્રોનો અર્થ :

મ્હારા આત્મા વડે ત્હારા આત્માને સાધું છું,
અર્થાત્, મ્હારો આત્મા ત્હારા આત્મા સાથે જોડું છું;
મ્હારા પ્રાણ ત્હારા પ્રાણ સાથે જોડું છું;
(મ્હારાં) અસ્થિ (ત્હારાં) અસ્થિ સાથે (જોડું છું);
(મ્હારાં) માંસ (ત્હારાં) માંસ સાથે (જોડું છું);
(મ્હારી) ત્વચા (ત્હારી) ત્વચા સાથે (જોડું છું).

છેલ્લા ચાર પદ પારસ્કર ગૃહ્યસૂત્રોમાંથી છે.

**सन्तुष्टो** વિ. મનુ૦ અ. ૩, શ્લો. ૬૦.

ભર્ત્તા સન્તુષ્ટ ભાર્યાથી, ભાર્યા ભર્ત્તાથી તેમ જ,
સદા યે કુલમાં જેહ, ત્હાં જ કલ્યાણ શાશ્વત.

× × × × ×